# વિલાયતી કોકશાસ્ત્ર.

અનુવાદક:

સાકરલાલ મગનલાલ કાપડિયા.

બેગમ કે બલા, લોહીનો વેપાર, વિ. ના કર્તા.

---

પ્રકાશક અને મુદ્રક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ,

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

---

આવૃત્તિ બીજી.

૧૯૨૯.

---

કિમ્મત રૂ. ૧-૮-૦.

# અનુક્રમણિકા.



# વિલાયતી કોકશાસ્ત્ર.

## પ્રકરણ ૧ લું.

### કોકશાસ્ત્ર એટલે શું?

પ્રેમ! એ નાનકડા ટચુકડા બે અક્ષરી પ્રેમનું નામ સાંભળતાંજ કેવાં ગલગલીયાં છુટે છે? ગમે તે કાવ્ય લો, નવલકથા લો, નાટક લો; પણ જો તેમાં પ્રેમનું તત્વ નહિ હોય તો તેને કોઇ અડકવાનું નથી. રામાયણના પ્રાચીન કીસ્સામાંથી સીતાનું પાત્ર ઉઠાવી લઇએ તો એકલા રામના પરાક્રમો જાણવા માટે ઘેર ઘેર રામાયણ વચાત ખરી? મહાભારતમાંથી દ્રૌપદી, ગાંધારી, સુભદ્રા, ઉત્તરા, માદ્રી, અને કુંત્તી જેવાં રસિક સ્ત્રીપાત્રોને તિલાંજલી આપી દઇએ

તો પછી મહાભારતની કિંમત કોઇ એક પૈસો શુધ્ધાં આપે ખરૂં? ફીલસુફી, તત્વજ્ઞાન, દર્શનશાસ્ત્ર મીમાંસા વિગેરે મનુષ્યને વિચારવંત પ્રાણી બનાવવાનાં સારાં સાધનો છે પણ જોતાંને વાર સાંભળતાંને વાર મનુષ્ય પર જાદુભરી કામણગારી અસર કરે એવી કોઇ પણ વસ્તુ હોય તો તે સ્ત્રી અને પુરૂષનો પ્રેમ છે.

સ્વાર્થી શાસ્ત્રકારોએ સ્ત્રીઓને પુરૂષોની તાબેદાર રાખવા માટે તેની નીંદા કરવામાં પાછી પાની કરી નથી. પિંગલાની પાસે આઠે પહોર પડી રહેનાર ભતૃહરી જેવો પણ કહી ગયો છે કે નારી નર્કની ખાણ છે? જો નારી નર્કની ખાણ હોત તો એવી નર્કની ખાણમાંથી જગતની ઉત્પતિ સર્જનાર પરમાત્મા માટે આપણે કેવા વિચાર કરત? સ્ત્રી નર્કની ખાણ છેજ નહિ. તે તો જગતની સુગંધ છે. સંસારની ફુલવાડી છે. થાકેલા જીગરનો આરામ અને પુરૂષની આરામકુંજ છે. હશે, સ્ત્રીની પદવી સાથે આપણને કામ નથી. આ લેખમાળામાં અમે સ્ત્રી અને પુરૂષના અજબ જાદુભર્યા, અનિવાર્ય સુખદાયક ગુપ્ત સંબંધની ચર્ચા કરવા માગીએ છીએ.

કેટલાક દોઢ ડાહ્યાઓ પૂછશે કે આવા નાગા વિષયો ચરચવાથી લાભ શો? અમે સામો સવાલ પૂછીશું કે આવી વાતો જાણવાને કોને ઉત્કંઠા થતી નથી? જેઓ કોકશાસ્ત્રનું નામ સાંભળતાંજ ભડકી મરે છે તેમના બીછાનાના ઉશીકા નીચે "કોકશાસ્ત્ર"ના પુસ્તક સંતાડેલા ઘણાએ જોયા હશે! દંભી દુનિયાનો એ તો સ્વભાવ છે. નીતિવાદી અને સદ્ગુણી ગણાઇને ટીલા ટપકાધારી બગભગત બની સમાજમાં પોતાનું મદનૃત્ય ચુસાડી દઇ સ્વાર્થ સાધનારાઓનો આ વીસમી સદીમાં તોટો નથી.

કોકશાસ્ત્ર અથવા સ્ત્રી પુરૂષનો સંબંધ બીભત્સ છેજ નહિ. જેના પર સકળ સૃષ્ટિના જીવનનો આધાર છે તેમાં બીભત્સ શું

હોઇ શકે ? ખરી વાત એ છે કે વેદીયા ઢોરો અને મુર્ખા શાસ્ત્રીઓએ નિતિ નિતિના ખાલી પોકારો મારીને આપણને તદ્દન બાયલા અને જ્ઞાનહિન બનાવી દીધા છે અને આપણાં સંસ્કૃત કોકશાસ્ત્રના કોઇ યુરોપની ભાષામાં તરજુમા થાય છે ત્યારેજ આપણે કંઇક મીઠાવાળા છીએ એવું આપણેને ભાન થાય છે.

સારે અથવા માઠાં નસિબે, શહેરોના વસવાટ અને અંગ્રેજી ઢબના મોજશોખના પ્રકારોને લીધે આ વીસમી સદીમાં આપણાં બાળકો સ્ત્રી અને પુરૂષોના ભેદ બહુ જલ્દી જાણી લે છે. કોઇ સોનેરી જમાનામાં આઠ વર્ષનો બટુક બ્રહ્મચારી થઇ ગુરૂકુળમાં ભણવા જતો અને ત્યાંથી પચીસમે વર્ષે પાછો આવતો ત્યારેજ તેને સ્ત્રીની જરૂર જણાતી એ જમાનો ખરેખર હસ્તીમાં હતો કે કેમ તે વિષે પણ હવે તો શંકા ઉદ્દભવે છે.

સ્ત્રી માયા છે—પુરૂષ એજ માયાને નમે છે સ્ત્રી લોહચુંબક છે. અને પુરૂષ લોખંડનો કટકો છે. દુનીયાના કોઇ પણ પટ પર જાઓ અને ત્યાંથી રસ્તાપરથી પસાર થતી જુવાન રમણીઓને જુવાનો ટીકીટીકીને જોઇ રહે છે કે નહિ તેની ખાત્રી કરો ! શું પુરૂષોને સ્ત્રીઓ સિવાય બીજું કંઇ જોવાજોગ જણાતુંજ નથી ? ભુલેશ્વર જાઓ, ચોપાટી કે પાલવા કે કોઇ સાધારણ "સેલ" માં જાઓ ત્યાં સઘળે તમને આ જાદુઇ તમાસો જોવાનો જરૂર મળશે.

ડાહી દુનીયા માને કે ન માને તો પણ અમે કહીશું કે રસ્તેથી પસાર થતી એકે એક યુવાન રમણી (પછી તે સુડોળ હોય કે બેડોળ હોય) પણ કોઇને કોઇ પ્રરૂપની નજર ઘેલી થયા વિના રહેતી નથી. તેની વાસના તૃપ્તી સંજોગોને અભાવે ન થાય એ જુદી વાત છે. રસ્તા પરની રમણી પર મોહીત થયેલો પુરૂષ અંતે ગીરગામ કે કાંદાવાડીની બઝારૂ સ્ત્રીનો ઘડીભર માલીક થઇને પોતાની વાસના તૃપ્ત કરી આવે છે. આ બધા લવારાનો અર્થ એ છે કે સ્ત્રી અને

પુરૂષ વચ્ચેનો ભેદ જાદૂઇ છે, મોહક છે; અને તે પર સાયનટીફીક નજરે વિચાર કરવામાં આવતા ન હોવાથી આપણી પ્રજા અજ્ઞાનને લીધે પાયમાલ થતી જાય છે.

બેને બે ચાર એ જેટલી સાચી વાત છે, તેટલીજ સાચી વાત એ છે કે દરેક ઉમ્મર લાયક સ્ત્રી પુરૂષને સહચર યા સહચરી જોઇએ. માનવ જગત્માંજ આવો ક્રમ છે એમ નથી, પશુ પક્ષી જંતુ આદિ સર્વ પ્રાણી માત્રમાં આ પ્રધાન આકર્ષણ છેજ. મુંબઇના જડ અને શુષ્ક, રાક્ષસી અને ધાંધલીયા વાતાવરણમાં રહેનારાઓએ પણ કબુતરોના સ્નેહ સંવનનો તો ઘણીવાર જોયા હશે ? એ મધુરાં પંખીઓ ચાંચમાં ચાંચ નાખીને ગેલ કરે છે તે શું તેમની ચુંબન લીલા નથી ? નાદાન બાળક રમકડાને પણ ચુમી લેતાં શીખે છે, તેનું કારણ શું ? એ સર્વનું કારણ એ છે કે જગતની ઉત્પતિનો આધાર પ્રેમ પર છે અને તેથી ખોટી શરમને એકબેના ખાડામાં પુરી દઇ સ્ત્રી અને પુરૂષ વિષેની એકે એક ગુપ્ત ગણાતી માહિતિ જાણવાની દરેકની ફરજ છે.

આ જગતમાં દેખીતી રીતે ઘણાં કજોડાં જણાય છે અને તેના પરિણામ જોઇ કુદરતને અન્યાયી માનવાનું પણ કેટલાકોને મન થઇ જતું હશે. દાખલા તરિકે કોઇ નબળા પાતળા દમ્પતિને ત્યાં મોહક રમકડાં જેવાં બાળકો હોય છે ત્યારે અલમસ્ત દમ્પતિને ત્યા પારણું બંધાવાનું સ્વપ્નુયે જણાતું નથી. કોઇ સ્ત્રી રૂપ રૂપની પરી હોવા છતાં પોતાના પતિને વશ કરી શકતી નથી. તેનો પતિ ગમે ત્યાં ભટકતો ફરે છે અને એ બીચારી ઘરમાં ઉન્હાં આંસુ સારે છે બીજી બાજુએ કોઇ પુરૂષ ગમે તેવો સશક્ત અને નિરોગી હોવા છતાં તેની સ્ત્રી તેનાથી અસંતુષ્ટ રહે છે. આમ થવાનું કારણ શું ? કોકશાસ્ત્રના અથવા અંગ્રેજીમાં જેને Sex knowledge કહે છે તેના જ્ઞાનનો અભાવ !

પ્રેમશાસ્ત્ર જેટલું મોહક છે તેટલુંજ ભયંકર છે. આ શાસ્ત્રનો સદુપયોગ કરનારા દેશની પ્રજા શરીરે સુડોળ, તંદુરસ્ત અને દીર્ઘાયુષી થાય છે જ્યારે તેનો બુરો ઉપયોગ કરનાર પ્રજા રસાતળમાંજ જાય છે આપણે ત્યાં તો સ્ત્રી અને પુરૂષનો સંબંધ કેટલો પવિત્ર, જરૂરી, મીઠો અને સ્વર્ગિય લહજ્જત આપનારો છે તેનું ભાનજ નથી. અહિં સ્ત્રીની પદવી ગુલામથીય નપાવટ છે. સ્ત્રી એટલે સોંઘી મજુરણ અને બચ્ચાં પેદાં કરનારૂં યંત્ર ! આ દેશમાં એક વાર સ્ત્રીઓની શકિત રૂપે પુજા થતી હતી અને તે વખતે આપણા પુર્વજો ૭ ફીટ ઉંચા, પહોળી છાતીના કદાવર પુરૂષો થઇ દિગવિજય કરી શકયા હતા. આજનો ગુજરાતનો તરૂણ વર્ગ કૂતરા બીલાડાને જોઇ ડરી જાય એવો નિર્બળ થયો છે કેમકે સ્ત્રી–જગતની જનનીને હિંદુ સમાજે તદ્દન હીન કંગાળ દશામાં મૂકી દીધી છે.

દરેક દીલને સહચર જોઇએ છે. સાથી વિના દરેક વ્યકિત ઝુરી મરે છે. કુદરતે પ્રાણીમાત્રની રચનાજ એવી કરી છે કે જેથી એકલી કોઇ પણ વ્યકિત અધુરી જણાય છે. સ્ત્રી અથવા પુરૂષ એકલાં રહીને માનવજાતિના સઘળા આનંદો અને ઉલ્લાસોનો લ્હાવો લઇ શકતાજ નથી. સ્ત્રી અથવા પુરૂષ એમાંથી એક, અલગ રહીને કોઇ બાળક સર્જી શકે છે? નહિંજ. એટલાજ માટે સ્ત્રી પુરૂષ સાથે અને પુરૂષ સ્ત્રી સાથે જોડાવાને આતુર બને છે અને એક જીવ સાથે બીજા જીવના—એક આત્મા સાથે બીજા આત્માના સહચારને દુનિયાના વહેવારૂ લોકો "લગ્ન" કહે છે.

ચૌદ, પંદર કે સોળ વર્ષની વય થતાં, બાળપણ ઉડી જઇ યૌવનના કુંપળ ફૂટતાંજ દરેક યુવાન અને યુવતીના હૃદયમાં નવી ભાવના—નવી વાસનાના ધબકારા થવા માંડે છે! જન્મથીજ રોગી હોય તેવા અપવાદ રૂપ માણસોનેજ આવી વાસના જન્મતી નથી. તે શિવાય સઘળી મુગ્ધાઓ પંદર સોળ વર્ષની વયે યૌવન સખીને વધાવતી થનગન થનગન નાચી રહે છે અને કોઇ પણ પુરૂષ સાથે નયન મળી જતાં શરમથી નીચું જોઈ લે છે. કવિઓને કાવ્ય રચવામાં મસ્ત કરી નાખનારી આવી મુગ્ધાઓ કોણે નથી જોઇ? અને તેમને જોતાં કોના હૃદયમાં તીર નથી ભોંકાયા? બાળપણ

પૂરૂં થતાંજ યુવાન અને યુવતીમાં નવું સર્જવાની પ્રબળ વાસના થવગની ઉઠે છે. બન્નેને એક બીજાના શારીરીક અવયવો ભેદી, મોહક અને જાદુઇ જણાય છે. થોડાજ દિવસપર જે નાચતી કૂદતી "છોકરી" હતી તે પુરૂષની નજરે હવે કોઇ મહામાયાવિની અજબ જાદુભરી સુંદરી બની જાય છે અને પુરૂષ સ્ત્રીની નજરે છેલ છબીલો કહાન થઇ બેસે છે. બાળલગ્નની બેડીથી જકડાયલાંઓને યુવાનીને આંગણે "સ્ત્રી" અને "પુરૂષ"ને નીરખવામાં રહેલી જાદુઇ મસ્તીનો પૂરો અનુભવ ન થયો હોય છતાં બાળપણુમાં પરણેલાંઓ પણ યુવાનીને આંગણે પગ મૂકયા પછી વગર ભણાવે નયનોના ચાળા કરતાં શીખી જાય છે અને જુવાન વહુ ઘુંઘટમાંથી વડીલોની નજર ચોરીને પોતાના નાવલીયા તરફ તીરછી નજર ફેંકી દે છે એ બીના સઘળા જાણે છે. પુરૂષ ડાહયો દુનિયાદારી અને આબરૂદાર ગણાવાને બ્હાને ભલે પોતાની વાસના છુપાવી રાખે પણ તેનું હૃદય પોતાની પ્રિયતમા સાથે એકતાર થવાને નાચી રહે છે. દરેક વ્યકિત જાણે છે કે દરેક આત્માનો સમ્પૂર્ણ વિકાસ સાથીના સહચારથીજ થઇ શકે છે અને માણુસ જાતની સહચર માટેની આ ભૂખ એટલી બધી તીવ્ર છે કે ધોળા વાળવાળા આઠ સીતેર વર્ષના બુઢ્ઢા દમ્પતિઓ પણ એક બીજાની આંખ મળતાં નાદાન યુવાન દમ્પતિની પેઠે હસી પડયા વિના રહેતાં નથી!

સારે નસિબે પશ્ચિમનો પવન હજુ આપણા સંસારને પીંખી નાખી શકયો નથી. યુરોપ અમેરિકામાં હાલમાં એક એવો વર્ગ થયો છે કે જે લગ્નના બંધન માગતોજ નથી. સ્ત્રી અથવા પુરૂષ ગમે તે રીતે વાસનાનો સ્વચ્છંદ લ્હાવો લે અને તેમ કરવા જતાં સ્ત્રીને જો સંતતી થઇ જાય તો તેના ગુજરાનનો બોજો સરકારે ઉપાડવો એવી આ વર્ગની માન્યતા છે. વળી ત્યાં "મિસીસ"ને પોષવાનો ખર્ચ એટલો બધો થાય છે કે ઘણા યુવાનો પરણવાની હિમ્મતજ કરતા નથી. પરિણામે વ્યભિચારની પેદાશ વધી ગઈ છે અને આવા પરિણામે વ્યભિચારથી પેદા થયલાં હજારો બાળકોને ઠેકાણે પાડવા માટે રશીઆ, ફ્રાન્સ અને બ્રિટનની સરકારો ગંભીર વિચાર કરી રહી છે.

ગુજરાતમાં નવા સંસ્કારોના પ્રવેશથી સ્ત્રીઓની પદવી ઉંચી થઈ છે. હવે સંસ્કારી વર્ગમાં રમણી તરફ ધિક્કાર બતાવવામાં

આવતો નથી તેમ શહેરી જીવન થયા પછી સાસુ નણંદના ત્રાસ પણ ઓછા થયા છે પણ સ્ત્રી અને પુરૂષની સંલગ્નતા જેના પર ભાવી ગુજરાતનો આધાર છે તે વિષે તરૂણ ગુજરાત કંઇજ જાણતુ નથી. અજાણી છોકરી સાથે, પોતાની સંમતિ વિના લગ્ન થયુ હોય છતાં માહ્યરામાં પતિપત્નીના હસ્ત મેળાપ વખતે, એક બીજાનો સ્પર્શ થતાંજ જે જાદુઇ ઝણકાર ઉભયના હૃદય તાર પર થાય છે તેનો સર્જન જુનો ભેદ ઉકેલવાની કોણે કોશેષ કરી છે? નવોઢાના ચુંબનમાં–તેના હસ્ત સ્પર્શમાં તેના વાળની લટ સાથની રમતમાં– તેના મીઠા મધુરા કોઇવાર છુપા અઇ કોઇવાર સ્પષ્ટ હાસ્યમાં, એની મારકણી આંખના મસ્તીભર્યા ચાળામાં પુરૂષ પરવશ બની જાણે શરાબ પીધો હોય તેમ ગાંડો તૂર બેની જાય તેનું કારણ શું? દોઢ ડાહ્યાઓ ભલે અમને બેશરમ કહે પણ તેઓએ યાદ રાખવું જોઇએ કે સ્ત્રી અને પુરૂષની સંલગ્નતા કુદરતી છે. હિંદુ શાસ્ત્રો પ્રમાણે દેવ દેવીઓને પણ સહચરની જરૂર છે એ સિધ્ધ થઇ ચૂકયું છે, વિષ્ણુ અને લક્ષ્મી, ઇંદ્ર અને ઇંદ્રાણી, શિવ અને પાર્વતીના આદર્શ દૈવી યુગલો કલ્પનાર હિંદુ શાસ્ત્રકારોએ અનાદિ કાળથીજ સ્ત્રી પુરૂષના સમાગમને દૈવી રૂપ આપ્યું છે પણ કાળના આક્રમણથી પ્રજા સર્વ ભૂલી ગઈ અને આજે ડુક્કર પેઠે જીવવામાં ને માયકાકલા જેવા બચ્ચાં જણવામાંજ જીવનની સાર્થકતા સમજવામાં આવે છે એના જેવી શોચનીય સ્થિતિ બીજી શી હોઈ શકે?

દરેક જણને પોતાના સ્વભાવ જેવાજ સહચર વધુ ગમે છે એક તરૂણ આવેશમય, લાગણીભીનો, રોમેન્ટીક અને આદર્શઘેલો હોય તો તેને તેવાજ ગુણવાણી તરૂણી ગમે છે. અને જો તેવી સ્ત્રી તેની પત્ની નથી હોતી તો તે બ્હાર રખડતો ભમાટ થઇ જાય છે. દરેક વ્યકિત કાવ્યમય તરંગોમાં કવિતામય જીંદગી જીવવાની રસિયણ નથી હોતી. એમાં પણ મર્યાદા હોય છે, પણ અત્યંત ગદ્યમય હૃદયમાંય કોઇ કોઇ વાર કવિતાની ટશર ફુટે છે અને તેને રમણી સાથે ઘડીભર દુનિયા ભુલી જવામાં જીવનનો અર્ક સમાયલો જણાય છેજ. જેઓ આંખ અને કાન ખુલ્લાં રાખીને ફરે છે તેઓએ પોતાની નજરે આ

દુનિયામાં જોયું હશે કે કેટલાક સખતમાં સખત હૈયાના પુરૂષો, પોતાના કાર્યક્ષેત્રમાં દુનિયાની નજરે પ્રતિષ્ઠાના શિખર પર જઇ પડયા હોય છતાં યોગ્ય સહચરીને અભાવે એકાંતમાં પાંગળા જેવા દુઃખી જીવન ગાળે છે !

અમે અત્રે એક મહાન તપસ્વીનો દાખલો આપીશું અને તે ગુજરાતના નરવીર ગાંધીજી ! મહાત્માજી પ્રત્યે અમને અનુપમ માન છે અને સૌ. કસ્તુર બાને અમે પૂજીયે છીએ. પણ સર્વની પ્રથમથીજ માફી માંગીને અમે પૂછીશું કે આખા હિંદુસ્તાનમાં અસહકારનું પુર આણી લોર્ડ રેડીંગની પ્રબળ સરકારને ધ્રુજાવનાર વીર ગુજરાતને પડખે, એમની ધર્મપત્નિ તરિકે એમનાજ જેવી કોઇ પ્રખર ભાવનાવાદી સ્ત્રી ખડી હોત તો ગાંધીજી શું ન કરી શકત ? આમ હોત ને તેમ થાત તો આવું પરિણામ આવત, એવી વાત કરવી સહેલ છે તે અમે જાણીયે છીયે છતાં એમ કહ્યા વિના ચાલતું નથી કે ગાંધીજીનું આખું તેજસ્વી જીવન એક રંગી છે. તેમાં રંગ પુરી વિવિધતા લાવનારી પત્નિ તેમને ન મળી એ તેમનું અને આખા દેશનું દુર્ભાગ્ય !

દુનિયામાં એકે એક દેશમાં કોઇ કોઇ યુગ એવો થઇ ગયો છે કે જ્યારે બ્રહ્મચર્યના રાગડા ગાતાં લોકો થાકયા નથી, એવી વખતે સ્ત્રીને માયા ગણી ધિક્કારી કાઢવામાં આવી હતી. ઘણા ધર્મશાસ્ત્રોએ સ્ત્રીને બદીનું મૂળ ગણી છે. સ્વર્ગના બગીચામાંનું ફળ ખાવાને ઇવે આદમને લલચાવ્યો અને ત્યારથી આદમ દેવ મટી મનુષ્ય થયો એવી બાઇબલમાં કથા છે. હિંદુસ્તાનમાં ખાસ કરીને આર્ય યાને બ્રાહ્મણ યુગમાં બ્રહ્મચર્યના પુષ્કળ ગુણગાન ગવાતા હતા. પુરૂષ અથવા સ્ત્રી સઘળી વાસનાઓને મારી નાખી બ્રહ્મચારી અથવા બ્રહ્મવાદિની થાય ત્યારે જગત તેમને ઝુકી પડતું. બ્રહ્મચર્યનો ઉંચામાં ઉંચો આદેશ એ છે કે સ્ત્રીને ચાહવાને બદલ અખિલ વિશ્વને ચ્હવું અને આવા અપાર પ્રેમવાળાને કેટલાકો પરમહંસ કહે છે. આવા મહાત્માઓ પૂજનીય છે પણ તેઓ માનવજાતિના પ્રવાહથી નિરાળાં છે. જો બધાજ જંગલમાં મંગળ માની તપસ્વી થવાનો ધંધો લઇ બેસત તો જગતમાં ક્યારનું

સહારાના રણુ જેવું થઇ ગયું હોત, બ્રહ્મચારીઓ માનવસમાજ રૂપી વૃક્ષની એવી શાખાઓ છે કે જેને પુષ્પ આવે છે પણ ફળ થતાં નથી.

આપણે તો કાળા માથાનાં માનવીઓ છીએ અને અમને માણુસ જાતની વાસનાઓ તજવાની કોઇ રીતે જરૂર જણાતી નથી. વાસના એજ માણસની પ્રગતિનું સાધન છે. ભતૃહરી જો પીંગળા સાથે રાત દિવસ પડી ન રહયા હોત તો તેના ભેજામાંથી વૈરાગ્ય શતકનો એકે શ્લોક બહાર ન પડત. આપણે મનુષ્યો છીએ. આપણે શરીરીક વાસનાઓ આપણુને મોહક લાગે છે. અને એ વાસનાઓ મોહક લાગવી જોઇએ. શરીર, શારિરિક, આધ્યાત્મિક અને રસાયનિક કાયદા આધીન થાય છે. જો આપણે વાસનાને મારીજ નાખવી હોય તો આપણે જીવનમાં એવા ભયંકર પલટા કરી નાખવા પડશે કે જેથી અલ્પ સમયમાં માનવસમાજનું નામનિસાન રહેશે નહીં અને સઘળે હેતુ હીન ધ્યેયહીન, બાવાઓની જમાત નજરે પડશે !

પણુ આપણે હજુ તો મનુષ્યોજ છીએ અને મનુષ્ય તરિકે ચોક્કસ કાયદાઓની આપણા પર અસર થાય છે, કુદરતના કેટલાક નિયમો —આપણે જાણી ગયા છે કેટલાક ભેદ હજુ આપણે કળી શકતા નથી. પણુ મનુષ્યની સંપૂર્ણતા ત્યારેજ ગણાય કે જ્યારે તેનું શરીર તેના આત્માને બને તેટલી સહાય કરે ! બેદરકારી અજ્ઞાન, અને શરીરના દુરૂપયોગી મન અને આત્મા ઉભય બગડી જય છે.

અનેક લેભાગુઓ કામશાસ્ત્રના જ્ઞાનને અભાવે પોતાના સંસારમાં ઝેર મેળવે છે; તેઓ પોતે રોગી બને છે એટલુંજ નહી પણુ પોતાની સ્ત્રી અને બાળકોને પણુ રોગના ભોગ બનાવે છે. આજનો કહેવાતો સાંકડા મનને વહેંતીઓ વિચારક વાસનાને મારી નાખી પોતાના આખા શરીરને નિરૂપયોગી બનાવી નાખવાની સલાહ આપે છે. પણુ અમે કહેવાની હિંમત કરીએ છીએ કે પ્રભુએ માનવ જીવનમાંજ આપણુને સ્વર્ગીય લ્હાવા લેવા દેવાને સર્જ્યાં છે, આપણે આપણા મોજમજાહ અને રંગ રાગને એવા સ્વરૂપમાં ઘટાવવા જોઇએ કે જેમાંથી આપણો જ્યોતિર્મય આત્મા ઝળકી ઉઠે.

દરેક જીવતા પ્રાણીમાં વીજળી રહેલી છે. સ્ત્રી અને પુરૂષમાં પણ છુપી વીજળી છે. બન્ને એક બીજાથી અલગ હોય ત્યારે એ વીજળી અદ્રસ્ય રહે છે પણ બન્નેનું યોગ્ય સંમિલન થતાં વીજળીક શકિતઓ એક બીજા તરફ આકર્ષાય છે અને તેમાંથી એક દિવ્ય તણખો ખરે છે. આ પ્રકાશ—આ આકર્ષણ તેનું નામ પ્રેમ ! આવો પ્રેમ પ્રગટ થયા પછી પ્રિયતમ અને પ્રિયતમા પોતાના સુક્ષ્મ શરીરમાંથી પોતાનાજ જેવા બીજા નવા જીવને જન્મ આપવાને આતુર બને છે. અને આવી આત્મિક સંલગ્નતાજ તે દૈવી સંલગ્નતા છે ઘણા વાંચકોને એમ લાગશે કે તેમના દમ્પતિ જીવનમાં આવું ઐકય કેમ જણાયું નહિ હોય ? અમે તેમને દિલાસો આપીને એટલુંજ કહીશું કે તેઓએ કુદરતના અમુક કાનુનોનો ભંગ કરી સંસારના અપૂર્વથી સુખની કઢી કરી નાખી હશે. સ્ત્રી અને પુરૂષના પ્રેમ પર સત્તા ચલાવનાર કાનુન જાણ્યા વિના સુખી સંસારની આશા રાખવીજ નકામી છે. સીતારીમાંથી મધુર રાગણી ખેંચી કાઢવા માટે પ્રથમ મહીનાઓ સુધી સારેગમ ઘુંટવાની જરૂર પડે છે તેવીજ રીતે સ્ત્રી અને પુરૂષના સમાગમમાંથી દૈવી અખંડ આનંદ મેળવી જીવનને અનંત ચાંદની કે અનંત વસંત સમું બનાવવાને કોકશાસ્ત્રના પાઠ ભણવાની અવસ્યકતા છે.

# પ્રકરણ ૨ જું,

## જોબનના ઝણુકાર.

પ્રેમ જીવનનો મોંઘામાં મોંઘો લ્હાવો છે. દમ્પતિ જીવન પ્રભુને પામવાનો રાજમાર્ગ છે. પણ એ રાજમાર્ગ પર કેમ ડગલાં મુકવા તેનું ઘણાને ભાન હોતું નથી. રતિકેલી પર જગતના અસ્તિત્વનો આધાર છે. છતાં દોઢડાહ્યાઓ રતિશાસ્ત્રને ગંદુ ગણી તેની ચર્ચાથી ભડકી મરે છે અને પરિણામે યુવાન પ્રજા અજ્ઞાનને લીધે દુ:ખ સહન છે.

બાળપણને નમસ્કાર કરી યુવાનીને આંગણે પગ મુકતાંજ સ્ત્રી અને પુરૂષ ઉભયને જોબનના ઝણુકારની અસર થવા માંડે છે. સ્ત્રી રજસ્વલા થાય છે, બાળપણના તોફાન ભૂલી જઈ મોહક મસ્તી અનુભવે છે, તેની આંખોના પોપચાં પર લજ્જા દેવીનો વાસ થાય છે, વક્ષસ્થલ વિકસિત થઇ મોહક થાય છે; અને પુરૂષની નજર તરતજ ખેંચાય, પુરૂષના હ્રદયના તાર ઝણઝણી ઉઠે એવું કામણ-ભર્યું આકર્ષણ યૌવનને આંગણે ઉભેલી સ્ત્રી પ્રગટ કરે છે. એ ઉમ્મરે પુરૂષના શરીરમા પણ અગત્યના ફેરફાર થાય છે. તેને દાઢી મુછ ઉગે છે, અવાજ બદલાય છે, આંખો તેજસ્વી થાય છે અને સ્ત્રીને જોતાં અગાઉ ન અનુભવી હોય એવી તેને ઇચ્છા થાય છે. આવી લાગણીને આપણે કામવાસના અથવા ભોગની ઇચ્છા કહીએ છીએ. સંભોગ પહેલાં આખું શરીર આવેશથી ધ્રુજી રહે છે. અને કેલી પછીજ શાંત થાય છે. પુરૂષની વૃતિ સ્ત્રી કરતાં વધારે તિવ્ર હોવાને લીધે સ્ત્રીના લેશમાત્ર સ્પર્શથી, શૃંગારી ચિત્રો યા દેખાવો જોવાથી કે સુંદર સ્ત્રીનો વિચાર માત્ર કરવાથી પુરૂષ વાસનાઘેલો બને છે. સ્ત્રીની દશા એવી નથી. તે ધીમે ધીમે પ્રેમના આવેશને શરણે બને છે અને અંતે પ્રેમમાં મસ્ત બની જાય છે.

અભણ દમ્પતિઓની દશા દયાજનક હોય છે. હિંદુ સમાજના નિયમ પ્રમાણે અને પુરૂષના જડસુ સ્વભાવ પ્રમાણે તે પોતાને

આનો માલીક ગણી લે છે અને તેથી સ્ત્રી અશક્ત હોય, નારાજ હોય કે બીમાર હોય તો પણ તેનો જંગલી પતિ પોતાની પાસવ-વાસના તૃપ્ત કર્યા વિના રહેતો નથી. પરિણામે અનેક નાદાન કુમળી વયની બાળાઓ બળાત્કારનો ભોગ થઇ જીંદગીભરની તંદુરસ્તી ગુમાવી બેસે છે. અને જે ઉમ્મરે તેમની જુવાની થનથન નાચતી હોવી જોઇએ તે ઉમ્મરે તો તે પ્રૌઢ સ્ત્રી થઇ જાય છે, **દમ્પતિની દરેક રાત પહેલી રાત જેવી—"હનીમુન" જેવી અનિર્વાચ્ય સ્વર્ગિય આનંદમાંજ જવી જોઇએ.** એવી કુદરતે વ્યવસ્થા કરી છે. અને કોકશાસ્ત્ર એવાજ આનંદ માટે માનવ સમાજને બોધ આપે છે. પણ અજ્ઞાન જંગલી હાલતને લીધે પુરૂષો અને સ્ત્રીઓ જાણી જોઇને પોતાના સુખની હોળી કરી નાખે છે અને તેથીજ હિંદુસ્તાનની પ્રજાના આયુષ્ય ઘટયા છે. ખુબસુ-રતી ઘટી છે! આનંદ ઘટયો છે અને આપણા સંસારની રસ સરિતા લગભગ સુકાઇ જવા આવી છે.

સ્ત્રી અને પુરૂષ ઉભયની વાસના સતેજ થઇ હોય, બન્ને પ્રેમરસમાં રસબસ બની ગયાં હોય ત્યારેજ કુદરતે નિર્માણ કરેલા આ સંબંધની ખરી લહજ્જત આવે છે. કામી પુરૂષ આ નિયમ જાળવી શકતો નથી. તે જંગલી પશુની પેઠે સ્ત્રીપર હલ્લો કરે છે. અને સ્ત્રી તેની તાબેદાર આશ્રીત હોવાથી શરણે થાય છે; પણ તેના જીગરમાં પ્રેમનું બુંદ પણ હોતું નથી. પુરૂષના સ્પર્શથી આવી સ્ત્રીને રોમાંચ થતાં નથી. પુરૂષનો સ્વભાવ ઉતાવળીઓ, તીવ્ર અને સખત હોય છે. જ્યારે રતિ કેલીમાં ધીરજ, મસ્તી અને પરસ્પર આનંદ લુટવાની ભાવનાની જરૂર છે. પુરૂષ ગમે ત્યારે પોતાની વાસના તૃપ્તી કરવાની માંગણી કરે છે કેમકે તેનો કહેવાતો પ્રેમ ઉપરચોટીઓ અને ક્ષણિક હોય છે. સ્ત્રી પ્રેમની પ્રતિમા છે. તેની રગે રગે પ્રેમના ઝરણાં વહે છે.

એડવર્ડ કારપેન્ટર કહે છે કે સંભોગની ભાવનાનો આખા જગતને અનુભવ છે અને સામાન્ય રીતે દરેક યુવાન સ્ત્રી પુરૂષ એ

અનુભવ લઇ જીવનની મોંઘામાં મોંઘી મઝા લુંટે તે ઇચ્છવા યોગ્ય છે. સ્ત્રી અને પુરૂષ એક બીજાને મલે, ઉભય એક બીજા પાસે જાય, ચાર આંખોનું મિલન થાય, એક બીજાને સેંકડો માર્ગે પીછાની લે. એટલે તેમના દીલ એક થાય છે અને પછી ઉભય એક કદમ આગળ વધે છે. તેઓ એક બીજાનાં હાથમાં હાથ લઇ ઉભા રહે છે, આલિંગન લે છે, ચુંબન લે છે, અને એમ એક થતાં થતાં તદન એકત્ર થઇ જાય છે. આ આખા નાટકમાં ઉભયનો પ્રેમ પ્રધાન ભાગ ભજવે છે. શરીર વાસનાને શરણે થવાને ગમે તેટલું તરફડી રહ્યું હોય છતાં પરસ્પર પ્રેમ ન હોય તો એકે એક અણું પરમાણું થનગન થનગન નાચી રહેતાં નથી. પ્રેમાળ દંમ્પતિ રતિ કેલી પ્રસંગે ગાંડા તૂર બની જાય છે, કારણ કે તેમના એક એક અવયવો મસ્ત થઈ જાય છે અને થોડા સમય પછી વીર્ય સ્રાવ થાય ત્યારેજ પુરૂષ શાંત થાય છે અને સ્ત્રી રજ અને વિર્યના મિશ્રણને સંઘરીને પોતાના પ્રિયતમને સુંદર બાળક આપવાની તૈયારી કરે છે.

અનેક વિદ્વાન ડૉકટરોઓ કેલીના વર્ણનો આપી એ સમયે કેવાં કેવાં પરિવર્તનો થાય છે તે જણાવ્યું છે પણ કેલી દરમ્યાન સ્ત્રીનું વર્તન કેવું રહે છે. તે પર વિશેષ લક્ષ આપ્યું નથી. સ્ત્રીના કેલી પ્રસંગનાં વર્તન વિષે અનેક મતભેદો છે. સુવિખ્યાત શરીર શાસ્ત્રી ડૉ. મેગેન્ડી કહે છે કે: "ઘણી સ્ત્રીઓ રજસ્રાવ સમયે પાગલ આનંદ અનુભવે છે, કેટલીક સ્ત્રીઓ તદન શાંત રહે છે જ્યારે કેટલીક સ્ત્રીઓને કેલી પ્રસંગે દુઃખ થાય છે. કેટલીક સ્ત્રીઓ કેલીને અંતે પસીનાથી રેબઝેબ થઇ જાય છે. અને તેમના ગુહ્ય ભાગમાં રજ ઝરે છે પણ ઘણી સ્ત્રીઓને તેમ નથીયે થતું. આ વિષે કોઇ પણ બે સ્ત્રીને કદાચ સરખા અનુભવ નહિ થયા હોય." ડૉકટર થીઓપોલ્ડ જણાવે છે કે સ્ત્રી કેલી પ્રસંગે શાંત રહે છે અથવા તેના અવયવો આવેશમાં આવતા નથી. એ વાત તદન ખોટી છે. સ્ત્રી સંગારી થાય છે. ત્યારે તેની છાતી જોશથી ધબકે છે, નાડીની ગતિ વધી જાય છે અને સ્ત્રીલિંગ સ્પર્શ કરતાં ગરમ લાગે છે.

સ્ત્રીના શરીરમાં ઉઠતાં વાસનાના તરંગોથી આજ કાલના પુરૂષો ઘણા અજ્ઞાન હોય છે. એક સ્ત્રીને તેનો ધણી ખુબ લાડ લડાવતો–વારંવાર બંન્ને રતિ કેલીનો આનંદ લુંટતા પણ એ સ્ત્રીને સંતોષ થતો નહિ. કારણ કે તેનો ધણી સ્ત્રીને કેલી માટે અધીરી બનાવવાને પ્રથમ જે મસ્તીની જરૂર છે તેથી અજ્ઞાન હતો. તેના પતિએ તેના ઓઠ અને ગાલ સિવાય કદી બીજે સ્થળે ચુંબન લીધા ન્હોતાં પણ એકવાર તદન અજાણતાં તે એકદમ વિહ્વળ થઇ ગઇ ત્યારે તેને પોતાના ધણીનું માથું પોતાના વક્ષ સ્થલ પર દાબી દેવાનું મન થયું તેના વક્ષ સ્થળપર તેનો પતિ તેને ચુંબનો લે એવી તેને ઇચ્છા થઇ સ્તન પ્રદેશ અને કેલી સંબંધ વચ્ચે એવો ગાઢ સંબંધ છે કે દરેક સ્ત્રીના ઉરજ સ્પર્શથી ઉભયને રોમાંચ થાય છે. સ્ત્રી હંમેશા બાળકની માતા થવાને આતુર રહે છે. તેથી તેના ભાવી બાળકના પિતાને સ્તન પ્રદેશ સાથે વિધવિધ લાડ કરતો જોઇ તેના દીલમાં અજબ અકથ્ય પ્રેમનો પ્રવાહ વહેવા માંડે છે.

કોઇ પણ સ્ત્રી યા પુરૂષે કાચી ઉમરે સંસાર માંડવાનું પાપ કરવું તે કુદરતનો ભયંકર ગુન્હો કરવા સમાન છે, નાદાન બાળાના વૃધ્ધો યા આધેડ પુરૂષો સાથેના લગ્નો કુમળી કળીઓને ચગદી નાખનારા છે. અને જેમને સંસારના દિવ્ય લ્હાવા લેવા હોય તેણે અતિશય અસમાન વયના સાથી સાથે જોડાવું તે જીવનનું જાણી જોઇને સત્યાનાશ વાળવા સમાન છે.

જોબનના ઝણકાર સંભળાય અને સ્ત્રી યા પુરૂષ યૌવનને આંગણે આવે તે પછી જીવન સાથી પસંદ કરવાનો પ્રશ્ન ઉભો થાય છે. ધારો કે એક પુરૂષ પચીસ વર્ષની વયે પુગ્યો છે તો પછી તેણે કેવી સ્ત્રી પસંદ કરવી? તે કઇ જાતની સ્ત્રી સાથે સુખી થઇ શકશે? કઈ જાતની રમણીથી તેણે દુર ભાગવું?

આપણા દેશમાં પ્રેમ લગ્નો અથવા પસંદગીના લગ્નો થતાં નથી. છતાં કુમારો અને કુમારીકાના માત પિતા પોતાના બાળકોના ભવિષ્ય સુધારી શકે તે માટે આ વિષે અમે એક વિદ્વાન અમેરીકન ડૉકટરના વિચારો રજુ કરીશું. ડૉકટર જોન કોવન એમ. ડી. " ધી

સાયંસ ઓફ ધી ન્યુ લાઇફ" નામના પોતાના અમર અને મુલ્ક મશહુર ગ્રંથમાં જણાવે છે કે કોઇ પણ સ્ત્રીની સુંદરતાથી તેના પર મોહી ના પડતા. તેના ગુણ દોષો બારીકીથી તપાસજો અને જો તે થોડે ઘણે અંશે તમારા સ્વભાવને અનુસરતી હોય તોજ તેની સાથે જીવન નૌકા હાંકવા તૈયાર થજો. દાખલા તરિકે સંગીત, સાહિત્ય, વિજ્ઞાન વિગેરેના શોખીન પુરૂષો એવાજ શોખીન સ્ત્રી સાથે સુખી થઈ શકશે કારણ કે પતિદેવ ભેરવી ને દાદરાના તાનમાં મહાલતા હોય અને તેની પત્નીને સંગીતનો તદન કંટાળો હોય તો એ સંઘ કદિ કાશી જતો નથી. આજ કાલ આપણા યુવાનોમાં સાહિત્યનો શોખ વધી ગયો છે તેઓ કલાપી, ન્હાનાલાલ, મુનશી, ઠક્કૂર વિગેરેની વાતો કરે અને તેમની પત્ની વડી કે પાપડની કથનીજ કુટયા કરે તો તેઓ શી રીતે સુખી થઇ શકે? સ્ત્રીઓ માટે ઘર સંસાર ચલાવવાની આવડત અનિવાર્ય છે પણ તે સાથેજ તે પોતાના પતિના માનીતા વિષયમાં રસ લેતી હોય તોજ પૃથ્વી પર સ્વર્ગ ઉતરે છે અને જીવન અમૃત સમું લાગે છે.

કઇ જાતની સ્ત્રી ન પરણવી? આ સવાલ પણ ગંભીર છે. જરા જરા વારમાં નારાજ થઈ રડી પડે એવી લાગણી વાળી ("હીસ્ટેરીકલ") સ્ત્રીથી દુરજ નાસજો, પરણ્યા પછીના થોડાક દિવસમાં આવી નખરાળીના બેચાર આંસું મોહક લાગે છે પણ તે પછી જીંદગી કંગાળ થઇ જાય છે. તમે લાંબા હો તો બહુ બટકી બૈરીને પ્રણામજ કરજો. તમારે સાહિત્ય યા વિજ્ઞાનમાં નામના કાઢવી હોય તો અધકચરી ભણાવાયલી સ્ત્રીને ના પરણતા. આજ કાલની કહેવાતી ફેશનેબલ શોભાની પૂતળીઓ અથવા "ડોલીઓ" થી સાત ગાઉ દૂર ભાગજો કેમકે તેમને નાચ ગાન આવડે છે પણ ઘર ચલાવતાં આવડતું નથી તમારે કોઇ નાચનારી નટી જોઇતી હોય તોજ આવી ડોલી લાવજો. ઉડાઉ, વસ્ત્રાલંકારની અતિશય શોખીન અને બહારથી રૂપાળી સ્ત્રીઓથી ચેતીને ચાલજો.

ટુંકમાં તમે જેવા હો તેવીજ યાને તમુને લગભગ મળતી સ્ત્રીજ તમને સુખી કરી શકશે.

# પ્રકરણ ૩ જું.

## રતિ કેલી.

યોગ્ય અને સમાન ગુણુના સ્ત્રી પુરૂષ લગ્ન ગ્રંથિથી જોડાયા પછી તેમની પવિત્ર ફરજ પ્રજોત્પતિ કરવાની છે. ઋતુ શિયાળાની ગણાય છે. સ્ત્રી સોળ વર્ષ પૂરાં કરી રજસ્વલા થાય તે પછી ત્રીજે કે ચોથે દિવસે તેના સંસર્ગમાં આવવાથી સારી સંતતિ થયા વિના રહેતી નથી. દિવસના કયે સમયે કેલી કરવી તે વિષે ડાક્ટરોમાંય મતભેદ છે. ડાક્ટર જોન કાવન કહે છે કે "માનવજાતિનો મોટા ભાગ રતિ કેલી માટે રાતનો સમય પસંદ કરે છે તે મૂર્ખાઇ છે. અંધકાર રોગનું ચિન્હ છે. સૂર્ય કિરણો આરોગ ઉત્પન્ન કરનારા તત્વો છે તેથી નવી પ્રજા પેદા કરવાને સૌથી ઉતમ સમય બપોરે બાર વાગ્યાનો છે. ચોવીશ કલાક મનુષ્યના શરીરની શકિત સરખી રહેતી નથી. સ્હવારે ઉઠયા પછી બપોર સુધી શરીરની શકતી વધતી રહે છે અને સુર્યાસ્ત સુધીમાં તે ધીમે ધીમે ઘટી જાય છે. સુર્યાસ્ત પછી પ્રભાત સુધી શરીરમાં ઓછામાં ઓછી શકિત રહે છે તેથી સવારે ૧૧ થી ૧૨ વાગ્યાની વચ્ચેનોજ સમય પ્રતિભાશાળી, સુંદર અને બળવાન બાળકને જન્મ આપવાનો ઉત્તમ સમય છે. શયનગૃહ વિશાળ અને સુર્યના કિરણોના પ્રકાશથી ઝળહળીત હોવું જોઇએ. સુર્યના કિરણો આવતાં અટકે તે માટે બારી પર પડદા નાખવા ન જોઇએ અને રાતે અને દિવસે સ્વચ્છ હવા શયનગૃહમાં છુટથી આવે તેવી ગોઠવણ કરવી આવશ્યક છે."

કમનસિબી એ છે કે આ દેશમાં બાળલગ્નની જાલીમ રૂઢીથી બાર તેર વર્ષની બાળાઓ પતિ મંદિરે ઘસડાઇ જાય છે અને તેમને તેમનામાં રહેલી અજબ આનંદ આપનારી શકિતનું લેશમાત્ર ભાન થાય તે પહેલાં તેમના જંગલી જડશુ પતિ પોતાની કરૂર વાસનાને સંતોષવા માટે બળાત્કાર કરી લગ્ન મંડપમાં પગ મુકતાંજ બાળાઓને ભડકાવી મુકે છે અને આવા બળાત્કારનો ભોગ થયેલી સ્ત્રીઓ જન્મ પર્યંત નબળી રહે છે અથવા આંકડીના રોગની ભોગ થઇ

જલદીથી સ્વર્ગે ચાલી જાય છે રતિ કેલી જેવો આનંદ જગતમાં બીજો કોઇ છેજ નહિ. પ્રભુએ એથી માણસ જાતને નવા જીવ સરજવાની બક્ષીસ આપી છે પણ અણઘડ માણસો આ દેવ દુર્લભ હક્કનો યોગ્ય ઉપયોગ કરવાને બદલે પશુથીય નપાવટ રીતે પોતાની શક્તિનો વ્યય કરી પોતાની પત્નીના આનંદમાં ઝેર રેડે છે નાદાન વયની સ્ત્રીઓપરનો બલાત્કાર પાપ રૂપેજ છે અને એવી સ્ત્રીઓના પતિઓએ તેમની પત્ની પુખ્ત વયની થાય ત્યાં સુધી પોતાના મનને કાબુમાં રાખવાની જરૂર છે.

કેટલીક પુખ્ત વયની સ્ત્રીઓ નિયમિત રીતે પુરૂષના સહવાસમાં આવવા છતાં તેમને કેલી પ્રસંગ સ્વર્ગ જેવો લાગે છે તો કોઇવાર નર્ક જેવો લાગે છે. સ્ત્રી બિચારી પુરૂષની તાબેદાર હોવાથી તે પોતાનો અણગમો જાહેર કરી શકતી નથી પણ સ્ત્રીની મરજી વિના તેની સાથે રમકડાંની પેઠે રમત કરવાથી જીવનનું સત્વ મળતું નથી, ઘણા સારા પુરૂષો પોતાની પત્ની આવેશમાં આવતી નથી. એવી ફરિયાદ કરે છે પણ તેમાં ઘણીરાજોનોજ વાંક છે જ્યારે સંભોગની ઇચ્છા ન હોય, જ્યારે તે કેલીમાં આનંદ લેતી ન હોય ત્યારે તેના શરીર પર હલ્લો કરવાથી તેની કુદરતી ચેતના મંદ પડી જાય છે અને આવા અણગમતા પ્રસંગો વારંવાર બનતાં તે લાગણીહીન પૂતળી જેવી બની જાય છે.

દર મહિને સ્ત્રી રજસ્વલા થાય છે તેમાં કુદરતનો ગહન હેતુ સમાયલો છે. રજસ્વલા પ્રસંગે વહી જતા રક્ત સાથે સ્ત્રીના શરીરમાંથી નિયમિત કચરો બ્હાર નીકળી જાય છે અને તેની ફળદરૂપતા વધે છે. એજ પ્રસંગે તેને કેલીની વાંછના થાય છે અને વાત્સાયન, કોક, જોન કોવન, બ્લોશ વિગેરે અનેક પુરવ અને પશ્ચિમના રતિશાસ્ત્રવેતાઓએ એ બીનાને ટેકો આપ્યો છે. સમર્થ ડોક્ટરો અને વૈદ્યોની ચિકિત્સા પરથી જણાયું છે કે રજસ્વલા થવા પહેલાં અને તે પછીના અઠવાડીઆમાં સ્ત્રીને પ્રબલ વાસના થાય

છે યાને દર પખવાડીએ જુવાન સ્ત્રી પોતાના સહચર માટે ટળવળે છે. એક અંગ્રેજ લેડી ડૉકટરે સ્ત્રીને થતી આવી લાગણીનો વરસો સુધી અભ્યાશ કર્યો છે અને ઘણી સ્ત્રીઓના હૃદય ખુલ્લાં કરાવી તેણે સ્ત્રીઓની શરમનું તાળું તોડાવી નાખ્યું છે! તે પરથી સામાન્ય રીતે એવા નિર્ણયપર આવી શકાય છે કે માસિક માંદગી પહેલાંના બે ત્રણ દિવસમાં અને માસિક માંદગી પછીના અઠવાડિયામાં સ્ત્રી પ્રબળ પ્રેમથી પતિનો સહવાસ ઇચ્છે છે. એ શિવાય બીજા દિવસોએ પણ આવી લાગણી થાય છે પણ તેના કારણ જુદાં હોય છે પ્રેમથી રસબસ થતી નવલકથા વાંચવાથી, શૃંગાર રસથી ટપકતો નાટક જોવાથી, કોઇ પ્રેમઘેલાં યુગલને મસ્તી કરતાં જોવાથી, પોતાના પતિ સાથેના કોઇ રમ્ય મસ્તીભર્યા પ્રસંગની યાદ તાજી થવાથી, "મને બાળક થાય તો કેવું સારૂં!" એવો પ્રબલ વિચાર આવવાથી વિગેરે અનેક કારણોસર સ્ત્રી સામાન્ય નિયમથી વિરૂધ્ધ વાસનાની ભુખી થઇ જાય છે તે સંભવિત છે પણ કુદરતી નિયમ રજસ્વલા થવા પહેલાં અને તે પછીના સમયનો છે.

સ્ત્રીની લાગણી એટલી બધી તીવ્ર અને સતેજ હોય છે અને તેના પર આધુનિક જમાનાની એટલી બધી અસર થાય છે કે જેથી જીવનમાં અતિ મહત્વની વાસના પર જાણે આવરણ છવાઇ ગયું હોય એમ લાગે છે. નાટક, સીનેમા અને નવલકથા વાંચનારા સ્ત્રી પુરૂષો વારંવાર ઉત્તેજીત થઇ જાય છે પણ એવી લાગણીઓ સાથે કુદરતના સુર સંપૂર્ણ મળતા નથી. આપણા અભણ, ઘરરખુ, ડાહી ડમરી, શાંત અને કહ્યાગરી સ્ત્રીની વાસના અને શહેરી જીવનના ઉતેજીત વાતાવરણમાં રહેલી સ્વતંત્ર, કેળવાયલી તથા શ્રીમંત સ્ત્રીની વાસનામાં ઘણો ફેર હોય છે. આ તફાવત દરેક પુરૂષે પોતે પોતના સંજોગો જોઇને સમજી જવો જોઇએ.

સ્ત્રીના વિધવિધ તફાવતો સમજવા માટે તેના સ્વભાવિક લક્ષણો જોવાની જરૂર છે. સ્ત્રી રજસ્વલા થાય છે એ એવો બનાવ છે કે જે પ્રથમ નજરેજ ધ્યાન ખેંચે છે પણ રજોધર્મના જીંદગીના હલન ચલન સાથેના સંબંધનો પૂરો અભ્યાસ થયો નથી. ડૉકટરોએ

અખતરા કરીને રજોધર્મ વખતના શ્વાસોશ્વાસની ગતિ, શરીરની ગરમી (temperature), આંખોનું નૂર વિગેરે નક્કિ કર્યાં છે અને એવા અખતરાના પરિણામ જોઇને એક મહિનામાં જુદે જુદે સમયે સ્ત્રીની શક્તિમાં કેવા ફેરફાર થાય છે તે નક્કી કરવામાં આવ્યું છે. પણ જુવાન પ્રજાને માર્ગદર્શક થઇ પડે એવું કોઇ તત્વ શોધાયું નથી. આ વિષે વૈદક વિદ્વાનો એટલા બધા બેદરકાર રહ્યા છે કે જુદા જુદા વિદ્વાનોએ આગલાજ જરી પુરાના મતો ટાંકી એવું સિધ્ધ કરવાની કોશેષ કરી છે કે રજસ્વલા થવા પહેલાં થોડા દિવસ દરમીયાન સ્ત્રીની વાસના વધુ ઉત્તેજીત થાય છે, માસિક માંદગી દરમીયાન વાસના તદ્દન મરી જાય છે અને પછી બીજી વાર રજસ્વલા થવા પહેલાં વાસના જન્મે ત્યાં સુધી સામાન્ય વાસના રહે છે. અનેક સ્ત્રીઓનું નિરિક્ષણ કરતાં જણાયું છે કે આ વાત વિધિના વિધાન જેવી ચોક્કસ નથી.

આ વિષય એટલો ગહન અને ગંભીર છે કે અનેક વિગતોમાં ઉતર્યા વિના તે સમજાવી શકાય તેમ નથી. ઘણાઓએ પોતાના મનને પૂછ્યું હશે કે રજોધર્મ એટલે શું? માસિક અડચણ શા માટે આવતી હશે? સામાન્ય માણસો એમ ધારતા હશે કે કોઇ વૈદ્ય યા ડોકટર આ પ્રશ્નો સહેલાઇથી જવાબ આપી શકતા હશે પણ તેમ નથી. આયુર્વેદમાં એ વિષે ઉલેખ છે પણ હાલના મેડીકલ સાયંસના ઘણા અભ્યાસીઓ એ ભેદ યોગ્ય રીતે સમજી શકતા નથી.

મોટે ભાગે દરેક સ્ત્રી એક મહિને રજસ્વલા થાય છે. કેટલીક વહેલી થાય છે અને કેટલીક મોડી થાય છે પણ તે અપવાદ રૂપ છે સામાન્ય રીતે તંદુરસ્ત સ્ત્રી એક મહિને અથવા ૨૮ કે ૨૯ દિવસે રજોધર્મ પ્રાપ્ત કરે છે. આ એક મહિનાના ૩૦ દિવસનો નકશો દોરતાં કયે દહાડે સ્ત્રી ઉત્તેજીત થતી હશે? ડોકટરોના આ વિષે જુદા જુદા મતો છે માર્શલ કહે છે કે રક્તસ્ત્રાવ બંધ થયા પછી તરતજ સ્ત્રી અત્યંત વિહવળ થઈ જાય છે એલીસ રજસ્વલા પહેલાં અને પછીના દિવસોમાં વાસના પ્રબલ હોવાની વાત કરે છે. સંભાળભરી તપાસથી જણાયું છે કે દરેક સ્ત્રીના સ્વભાવ અને બાંધા પ્રમાણે તેની વાસના ઉત્તેજીત થાય છે વળી ઘણી થોડી સ્ત્રીઓ જીવનમાં જ્ઞાન

પુરઃસ્કાર રસ લે છે એટલે તેઓ કઇ વખતે કામાતુર થાય છે તેની સચોટ માહિતી મળતી નથી. સ્ત્રીઓ સ્વભાવિક રીતે પુરષો કરતાં વધારે શરમાળ હોય છે એટલે તે લજ્જાવશ થઇને પણ તે મૌન રહે છે અને પરિણામે આ ગહન વિષય વધારે ગહન બને છે.

આમ હોવા છતાં અનેક રતિશાસ્ત્ર વેત્તાઓએ બારીક અવલોકન કરી સિધ્ધ કર્યું છે કે સામાન્ય રીતે રજોદર્શન પહેલાં અને તે પછી સ્ત્રી કામાતુર થાય છે. દાખલા તરિકે જો એક સ્ત્રી અમાસને અગાઉના બે ત્રણ દિવસ અને અમાસ પછીના બે ત્રણ દિવસે રકતસ્રાવ બંધ થયા પછીના બે ત્રણ દિવસે તે રતિકેલી માટે આતુર થાય છે અને ગર્ભાધાન માટે એજ સમય અનુકુળ લેખવામાં આવે છે.

અમો બ્રહ્મ હોવાનો દાવો કરતા નથી એટલે ઉપર જણાવેલી બીના તદ્દન ચોક્કસ છે એમ માની લેવાનું નથી. જે બીના ઉપર જણાવવામાં આવી છે તે એક સામાન્ય સરેરાશ નિયમ છે. એક વાત ચોક્કસ છે અને તે એ કે મહિનામાં બે વાર સ્ત્રીની કામવાસના સતેજ થાય છે. એક રજોધર્મમાં આવવા પહેલાં અને બીજી રજોધર્મ પુરો થયા પછી એટલે દર પખવાડીએ સ્ત્રી અનુકુળ બને છે. દરેક સ્ત્રીની શકિત, અને સામાન્ય આરોગ્ય પર તેની વાસનાની ન્યુનાધિક સતેજતાનો આધાર રહે છે અને તે પ્રમાણે એક, બે યા ત્રણ દિવસ સુધી તે વિહ્વળ રહે છે. કેટલીક સ્ત્રીઓ ચાલુ ત્રણ ચાર દિવસ સુધી કામી રહે છે જ્યારે તેજ સ્ત્રી જો થાકેલી, કંટાળેલી અને બીમાર હોય તો તેને એક બે કલાકજ વાસના જાગૃત છે.

રતિકેલીનો મર્મ બરાબર સમજી ન શકાય તે માટે સ્ત્રી અને પુરુષની કુદરતી રચના જાણવાની જરૂર છે. વાત્સાયન ઋષીએ રચેલા "કામસૂત્ર" નામના અમર ગ્રંથમાં આ ગહન વિષય પર અજબ પ્રકાશ પાડવામાં આવ્યો છે. એ મહાન ઋષી એટલે સુધી કહે છે કે વશીકરણ વિદ્યા કંઇજ નહિ પણ યોગ્ય રીતે હાવભાવથી અનુકુળ

કર્યા પછીજ મૈથુન કરવામાં આવે તો તે પોતાના પિયતમ પર એટલી બધી પાગલ થઇ જાય છે કે તે બીજા પુરૂષનો વિચાર શુધ્ધાં કરતી નથી. પ્રાચીન જમાનામાં જે સતીઓ થઇ ગઇ છે તેઓ સ્વપ્નમાં પણ પરપુરૂષનો ખ્યાલ કરતી ન્હોતી કેમકે પ્રાચાન ભારત વર્ષમાં રતિશાસ્ત્ર કિંવા કામશાસ્ત્રનું જ્ઞાન લગભગ બધાજ પુરૂષો ધરાવતા હતા આપણા કોક પંડિતનું કોકશાસ્ત્ર અને વાત્સાયન કામસૂત્ર કોઇપણ યુરોપીઅન રતિશાસ્ત્રથી ઉતરે એવાં નથી. ઊલટું એ યુરોપીઅન રતિસાસ્ત્ર વેત્તાઓને વારંવાર વાત્સાયન મુનીના અભિપ્રાયો પર આધાર રાખવો પડ્યો છે.

ડૉ. ઈવાં બ્લોશે "Sexual life of our time" નામના પોતાના ગ્રંથમાં સ્ત્રી પુરૂષના શરીરની રચના વિષે જાણવા જોગ વિવેચન કર્યું તેમના કથનનો સાર એ છે કે પુરૂષની ગુહ્યેન્દ્રિય પુલ્લિંગને સતેજ કરતાં નસો અને તંતુઓનીજ બનેલી નથી પણ તેમાં વીર્યસ્થાનનો પણ સમાવેશ થાય છે. મુત્રની નળીમાંથી પસાર થઇને વીર્ય તેની યોગ્ય જગ્યા સ્ત્રી લિંગમાં પડે છે. સ્ત્રીલિંગ બ્હારથી બેવડા પડથી ઢંકાયલું હોય છે અને સામાન્ય રીતે તેમાં પુલ્લિંગ જઇ શકે એવડું મોટું હોય છે. સ્ત્રી લિંગના નાકપર નાનું ગર્ભદ્વાર હોય છે. વીર્ય એ ગર્ભદ્વારમાં પ્રવેશે તોજ ગર્ભ રહે છે. રતિક્રીડા પૂરી થાય છતાં ઘણીવાર ગર્ભદ્વારમાં વીર્ય પ્રવેશતું નથી. રતિકેલી પ્રસંગે સ્ત્રીલિંગ અને પુલ્લિંગ એકત્ર થાય છે ત્યારે બીજી નસો અને તંતુઓ ઝણઝણી ઉઠે છે. અને એ ઝણઝણાટની અસર આખા શરીરપર થાય છે. પુલ્લિંગ શાંત દશામાં નરમ અને નાનું હોય છે પણ શારિરિક સ્પર્શથી અથવા મગજમાં આવતા વિચારોથી તે ઉત્તેજીત થાય છે ત્યારે સખત થઇ જાય છે. ઘણા માણસો એમ ધારે છે કે વીર્ય ભેગું થઇ જવાથી પુલ્લિંગ ઉત્તેજીત થઇ જાય છે અને તેથી વીર્યસ્રાવ વિના છુટકોજ નથી. આ ખ્યાલ તદન ખોટો છે. પુલ્લિંગની ઉત્તેજીત હાલત વીર્યની હાજરી સૂચવતી નથી પણ લોહી ગરમ થવાથી અથવા ચઢી આવવાથી નસો ઉત્તેજીત થવાને લીધે તેમ થાય છે.

આ બીના પરથી સમજાશે તો જણાશે કે પુલ્લિંગ ઉત્તેજીત થતાંજ વીર્યસ્રાવ જરૂરી નથી. વીર્યસ્રાવ વિનાજ પુલ્લિંગ શાંત થઇ જશે અને ચઢી આવેલું લોહી નસોમાં કુદરતી રીતે વહેતું થઇ જશે.

પુરૂષનું વીર્ય એજ જીવનનું સત્વ છે. તેમાં અનેક જાતના કિમતી પદાર્થો રહેલા છે. અનેક વનસ્પતિના રસમાંથી વૈદ્યો ચમત્કારિક દવા બનાવે છે તેમ શરીરમાંના અનેક સત્વોના મિશ્રણમાંથી કુદરત વીર્ય બનાવે છે. તેની શકિતનો પારજ નથી. એક વીર્યના નાનકડાં બિંદુમાં એક નહિ પણ હજારો બાળકો પેદા કરવાની શકિત રહેલી છે. એક વીર્ય બિંદુ લાખો કણોનું બને છે અને દરેક કણ બાળક પેદા કરી શકે છે! જોન હંટર કહે છે કે વીર્ય મ્હોમાં રાખતાં જાણે મરચું યા કંઇ તીખો પદાર્થ ખાધો હોય તેમ જીભ પર થોડીક વાર ઝણ ઝણાટ થાય છે. વીર્યમાં અજબ શકિત રહેલી છે તેની એટલા પરથી ખાત્રી થશે કે ઓસ્ટ્રેલીયાના ઘણા ભાગોમાંના જંગલી લોકો મરવા પડેલા માણસને વીર્યનું બિંદુ ચટાડે છે અને તેથી સારી અસર થાય છે એમ કહેવાય છે. મધ્ય આફ્રીકાના જંગલીઓ શકિત મેળવવા માટે બકરાના લિંગનો આહાર કરે છે તે નોંધવા જોગ છે. યુરોપમાં અઢારમી સદી સુધી અનેક દવાઓની બનાવટમાં વીર્યનો વપરાશ થતો હતો એમ શુરીગ કહી ગયો છે. કેટલીક જંગલી જાતની સ્ત્રી એમ માને છે કે પોતાના ધણીનું વીર્ય ખાવાથી તે વધુ પ્રેમાળ થાય છે.

હવે મૈથુન એટલે શું? તે સમજવાની જરૂર છે. પ્રાથમિક પ્રેમલીલાથી બન્ને કામાતુર થયા પછી પુલ્લિંગ સ્ત્રીલિંગમાં દાખલ થાય છે. સામાન્ય રીતે જો સ્ત્રી કામાતુર ન થઇ હોય તો સ્ત્રીલિંગનું પ્રવેશદ્વાર સુકું અને નાનું રહે છે પણ જો સ્ત્રી કામાતુર થઇ હોય તો તેની ગુહ્યેંદ્રિયની નસો પુરૂષના જેવી સખત થાય છે અને પ્રવેશદ્વાર બીનો થઇ જાય છે. અત્યંત કામાતુર સ્ત્રીનું સ્ત્રીલિંગ રબરની પેઠે નાનું મોટું થયા કરે છે અને પુલ્લિંગ તેમાં સ્હેલાઇથી પ્રવેશ કરે છે. બીજી બાજુએ જો સ્ત્રી કુદરતી મિલન માટે તૈયાર ન હોય તો અતિ નાના શુષ્ક દ્વારમાંથી પુરૂષને પુલ્લિંગ દાખલ કરવાને જોર

કરવું પડે છે. ઉપરનું વર્ણન પરણેલાં દમ્પતિના સામાન્ય સંસાર વહેવારનું છે. તરતની પરણેલી નવોઢા સાથના મિલનમાં ફેર હોય છે. પ્રથમ મિલન સમયે સ્ત્રીલિંગની અંદરની પાતળી ત્વચાનું પડ તુટી જાય છે. દરેક કુમારીકાને આ સમયે થોડુંક દુઃખ થશે તેનું જ્ઞાન આપવાની જરૂર છે. કમનસિબી એ છે કે સ્ત્રીના નાજુક ભાગની રચના વિષે પુરૂષો પણ એટલા બધા અજ્ઞાન હોય છે. અથવા તેઓ એટલા બધા કામાંધ બની જાય છે કે આ નાજુક પરિસ્થિતિનો વિચારજ કરતા નથી અને તેથીજ અનેક નવપરણિત યુવતીઓ પ્રથમ મિલને પતિથી તોબાહ થઇ જાય છે. પ્રેમાળ પતિઓ વ્હાલથી સંયમથી, લાડથી પત્નીને રીઝવે છે અને સમ્પુર્ણ મૈથુન માટે થોડા દિવસ થોભી જઇ ધીમે ધીમે સ્ત્રીને ઓછું દુઃખ થાય એ રીતે આંતરિક ત્વચા તોડી નાખે છે. નવપરણિત યુવતીઓએ થોડુંક દુઃખ સહન કરવા માટે તૈયાર રહેવું જોઇએ. તેમને શીખવવું જોઇએ કે એ દુઃખ ક્ષણિક છે અને તેનાથી ડરી જઇ તેણે પતિથી દુર નાસવાનું નથી પણ એ ક્ષણિક દુઃખ પછી તેને માટે અનિર્વાચ્ય આનંદનો સાગર પડેલો છે. એકવાર આંતરિક ત્વચા તુટયા પછી રતિકેલી સરલ થઇ જાય છે પણ દરેક જુદી જુદી સ્ત્રીઓના અવયવમાં તફાવત હોય છે. કેટલીક સ્ત્રીની આંતરિક ત્વચા એટલી બધી કઠણ હોય છે કે પુરૂષ અનેકવાર કોશેષ કરે તો પણ તે તુટતી નથી. આવી વખતે જડ પુરૂષ અસાધારણ જોર કરે છે તેથી સ્ત્રીને ઘણું દુઃખ થાય છે. કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે જેમની આંતરિક ત્વચાપર ઓપરેશન કર્યા વિના તે સંસાર માટે લાયક બનતી નથી.



# પ્રકરણ ૪ થું.

## જીવનસાથીની પસંદગી.

પુરૂષ ૨૫ વર્ષનો અને સ્ત્રી સોળ વર્ષની થાય તે પછીજ બન્ને જોબનના ઝણકાર અનુભવે છે. એ સમયે પ્રશ્ન ઉઠે છે કે મારે કેવી રીતે જીવનસખી પસંદ કરવી? કેવી રીતે પ્રિયતમ મેળવવો? મારી પીછાનની અનેક કન્યાઓમાંથી કોને મારી ગૃહરાણી બનાવવી? કઇ રમણી મારા સ્વભાવને અનુકુળ થશે? એ શી રીતે જાણવું? પ્રિયતમાની પસંદગીમાં પ્રેમનું સ્થાન શું છે? સંસારની ખાખ ન કરી નાખે એવી કુભારજા મારા ઘરમાં ન આવે તે જાણવાની કોઇ ચોકકસ કળા છે કે નહિ? શું જીવન અંધ અકસ્માત જેવું છે? આવા સવાલો તરૂણોને મુઝવી નાખે છે પણ મુઝવાની જરૂર નથી. જીવન સાથી પસંદ કરવાનો ચોકકસ કાનુન હસ્તી ધરાવે છે અને જે એ કયદા પ્રમાણે વર્તે છે તેઓ સંસારમાં નિરંતર સ્વર્ગીય આનંદ ભોગવી શકે છે.

જુદી જુદી પ્રજાઓમાં કેવી રીતે લગ્ન સંબંધ બાંધવામાં આવે છે તે પર એક ટુંકી નજર નાખવાથી આ ગંભીર સવાલપર કંઇક પ્રકાશ પડશે.

પ્રાચીન એસીરીયનો વર્ષમાં એકવાર પ્રાંતની જુવાનીને આંગણે આવેલી સર્વ કન્યાઓને ભેગી કરી તેમનું વિચિત્ર પ્રણાલિકાથી લીલાંઉ કરતા. પ્રથમ ખુબસુરતીની કોઇ ગઝબનાક પુતળી લીલાંઉમાં મુકાતી. શ્રીમંતો તેને માટે બીડ ઠોકતા, અને સૌથી વધારે સોના મોહોર આપનાર એ રમણી રત્નનો માલીક થતો. એક ખુબસુરત કન્યા આવી રીતે વેચાયા પછી એક બદસૂરતને રજુ કરવામાં આવતી. લીલાંઉનો ક્રમ અહીં બદલાતો. પૈસા લેવાને બદલે આવી બદસુરતને પરણનારને ખુબસુરત છોકરીની કીંમતમાંથી મળેલા પૈસામાંથી વાંકડો અથવા દાઇજો આપવામાં આવતો, અને જે ઓછામાં ઓછો દાઇજો લેવા તૈયાર થતો તે યુવાનને એ કન્યા પરણાવવામાં આવતી. આ રૂઢીથી

પરિણામ એ આવતું કે ખુબસુરત કન્યાઓ વેચાતી અને તેમના વેચાણમાંથી બદસુરત કન્યાઓને પરણાવી દેવામાં આવતી જેથી કોઇ જુવાન છોકરી ધણી વગરની રહેતી નહિ. ચીનાઓમાં જાણે બજારની કોઇ વસ્તુ હોય તેમ કન્યાઓ વેચી નાખવાનો રિવાજ હતો અને હજુયે ચાલુ છે. મુરો બાળકોને બચપણમાંજ પરણાવી દે છે. કન્યા પોતાના પતિને ગમે તેટલી ધીક્કારતી હોય પણ જો તેનો પતિ ખરીદીના પૈશા ચુકવી દે તો બાપડી કન્યાનું કાંઇ વળતું નથી. સુમાત્રામાં બૈરીઓની ખરીદી થાય છે અને ખરીદેલી બાંદી જો ન ગમે તો તેનો ધણી તેને જુગારની હોડમાં મુકે છે અથવા નજીવી રકમમાં વેચી પણ નાખે છે. પશ્ચિમ તાર્તરની રમણીઓ વીસથી પાંચસો રૂબલમાં વેચાય છે કેટલીક જાતોમાં સુંદરમાં સુંદર કન્યા બે કે ત્રણ રૂબલમાં પણ ખરીદી શકાય છે. સુંગા નામની જાતીમાં સ્ત્રી ઘોડેસ્વાર થાય છે અને જે યુવાન તેને પકડી પાડે છે તેની તે પત્ની બને છે. સાઇબીરીયામાં લગ્ન પછી સ્ત્રી પતિના બુટ કાઢી તેની તાબેદારી સ્વીકારવાનું વચન આપે છે એજ પ્રાંતમાં એક બીજી જાતમાં એક બાપ પોતાના જમાઇને ચાબુકની ભેટ આપે છે. એનો અર્થ એ છે કે તે પોતાની કન્યાને તાબેદર રાખવા માટે ચાબુક વાપરવાની પોતાના જમાઇને રજા આપે છે. મનુસ્મૃતિમાં આઠ જાતના લગ્નના પ્રકાર વર્ણવ્યા છે તે પરથી એમજ જણાય છે કે પ્રાચીન હિંદુસ્તાનમમાં પ્રજાના જુદા જુદા સ્વભાવને અનુકુળ થઇ પડે તેવા લગ્નો થતા હતા. રોમન લો પણ સ્ત્રીને પતિ અથવા પિતાની મિલકત રૂપજ ગણે છે. આ પરથી સમજાશે કે અત્યાર સુધી માનવ જાતીયે સ્ત્રીઓને સ્થાવરજંગમ મિલ્કત જેવીજ ગણી છે.

ત્યારે આધુનિક જમાનાનું શું ? હાલમાં કેવી રીતે લગ્ન થાય છે ? વિસમી સદીના સુધરેલા લગ્નો અને જંગલી જમાનાના લગ્નોમાં ફેર શો છે ? બારીક પ્રથક્કરણ કરતાં એ બે જાતના લગ્નોમાં ઝાઝો ફરક જણાતો નથી. એક માણસને રસોઇયણ, ધોબણ, કે ઘાટીની જરૂર પડે છે તેવીજ રીતે પોતાની કામ વાસનાને

તૃપ્ત કરવા માટે તેને સ્ત્રીની જરૂર પડે છે. પુરૂષ અને સ્ત્રી એક થાય એવું કુદરતી નિર્માણ હોવાથી પુરૂષને પત્નીની આવશ્યકતા જણાય છે પણ આત્મલગ્નની દિવ્યતા સમજવાને બદલે પુરૂષોયે પાર્થિવ વાસના તૃપ્ત કરવા માટે તથા પોતાની સગવડો સાચવવા માટે સ્ત્રીઓનો ઉપયોગ કર્યો છે.

તે કેવી રીતે જીવનસંગીની પસંદ કરે છે? મોટે ભાગે માબાપોજ પોતાના તરંગ પ્રમાણે લાકડે માકડા વળગાડી દે છે. જો સુધારક કુટુંબ હોય તો યુવાન ફાંકડેરાવ થઇને પોતાની પિછાનમાંની કોઈ મોહક કન્યા સાથે પ્રેમચેષ્ટા શરૂ કરે છે. થોડોક વખત પ્રેમની ભુલભુલામણીની રમત રમી મઝા માણે છે અને પછી પરણી જાય છે. બન્ને કોઇ ધર્મગુરૂ અથવા મેજીસ્ટ્રેટનો આશરો લે છે અને ધર્મ અથવા કાયદાના બળપર બન્ને પતિપત્ની થઈ જાય છે. આવા લગ્નો સુખી થતાં નથી. હનીમુન પુરૂ થતાંજ બન્ને એક બીજાના દોષ જોવા માંડે છે. પુરૂષ પોતાની પાશવવાસના તૃપ્ત કરી નવી પુતળીઓની શોધમાં પડે છે અને સ્ત્રી ઘરમાં બેઠી બેઠી આંસુ સારે છે અથવા કોઇ ગણત્રીબાજ બદમાશની જાળમાં ફસી પડે છે. બજારમાંથી સામાન્ય વસ્તુની ખરીદી કરતી વખતે જેટલી દરકાર કરવામાં આવે છે તેટલી દરકાર યુવાન અને યુવતીના યુગલો જોડવામાં રાખવામાં આવતી નથી. અને એજ કારણે લાખ્ખો દંપતિના જીવનની હોળી થઇ જાય છે ત્યારે સ્ત્રી અથવા પુરૂષની પસંદગી કેવી રીતે કરવી?

આજકાલ મોટે ભાગે બાહ્ય રૂપ જોઇને ઘણા જણ એક બીજા પર મોહી પડે છે અને અહિંયાજ ગંભીર ભુલ થાય છે. સંસાર નઉકાના સુકાની શોધતી વખતે લાગણીથી દોરવાઇ જવાની નહિ પણ બુદ્ધિ પુરઃસર રૂપ ગુણ જોઇને પસંદગી કરવાની જરૂર છે. કોઈ સ્ત્રી રૂપ રૂપની પરી હોય પણ તેની વૃત્તિ બાળપણથીજ વેશ્યા સ્ત્રી જેવી હોય તો તે શા કામની? એક પુરૂષ કામદેવ જેવો હોય પણ તે વ્યભિચારી. શરાબી અને જુગારી હોય તો? આપણા દેશમાં કુળ. ગોત્રજ વગેરે જોઇને કન્યા લેવા દેવાનો રિવાજ છે તે નકામો નથી. કમનસીબી એટલીજ છે કે આપણે એ રિવાજનું મહત્વ ભુલી ગયા છીએ અને તેથીજ લાકડે માંકડા

વળગાડવાની પ્રથા પ્રબળ થઇ ગઈ છે.

હાલમાં પ્રજા જેને "પ્રેમ" કહે છે તે સાચો પ્રેમ નથી પણ મોહ છે. પ્રથમ દ્રષ્ટિએ એક બીજા પર મોહી પડનારા પ્રેમીઓનો પ્રેમ હંમેશા ટકતો નથી. વાસનાની તૃપ્તિ થતાંજ પ્રેમની ભરતીમાં ઓટ આવવા માંડે છે અને અંતે બન્ને એક બીજાને અણગમતા થઇ પડે છે. પતિ પત્નીની સંપુર્ણ દૈવી એકતા સાથે બન્નેનાં સ્વભાવ એકબીજાને મળતાંજ હોવા જોઇએ. અત્યંત કામી પુરૂષ જો સામાન્ય કામી સ્ત્રી સાથે પરણશે તો બન્નેનાં દીલ કદિ પણ મળવાનાં નથી. પવિત્ર સદ્ગુણી અને ધર્મનિષ્ટ સ્ત્રીને જો કોઇ પાપી દુરાચારી અને નાસ્તિક પુરૂષ પરણે તો ઉભય આજ દુનિયામાં નર્કનો અનુભવ કરે છે. આત્માના એકીકરણ માટે સ્ત્રી અને પુરૂષ જેમ બને તેમ સમાન હોવાની આવશ્યકતા છે. જો પુરૂષ સમાજ સેવાનો તર્કશાસ્ત્રી હોય તો સ્ત્રી પણ તર્કશાસ્ત્રી હોવી જોઇએ. ધર્મીષ્ટ પુરૂષે ધરમીષ્ટ સ્ત્રીજ પસંદ કરવી જોઇએ. સમાન ગુણવાળાનેજ એકબીજા સાથે બને છે. તેનો સૌથી સચોટ દાખલો એ છે કે એક વેસ્યા ગમે તેટલા પઇસા આપનાર સંસ્કારી પુરૂષને દાદ આપતી નથી પણ તે પોતાના મવાલી આશક માટે ચાતક પેઠે રાહ જુએ છે અને એ મવાલી તેને માર મારે તોપણ તેનાથી છુટી થવા ચાહતી નથી. એજ પ્રમાણે વેવલા મરજાદી જેવા પુરૂષો વેવલી મરજાદણો સાથેજ સુખી થાય છે. સ્ત્રી મંદિરે મંદિરે ભટકતી હોય અને પુરૂષ મંદિર તરફ ઝાંખીને પણ જોતો ન હોય તો એવું જોડું કદિ સુખી થતું નથી. આધુનિક ગુજરાતમાં ઘણા દંપતિ સુખી થતા નથી કારણ કે તેમનામાં સમાનતાજ નથી. પતિ બી. એસ. સી. થઇ સાયંસના પ્રયોગ કરવામાં લીન થઇ જતો હોય અને સ્ત્રી પ્રેમલીલા માટે ઘેરે આતુર થઇ રહી હોય તો પરિણામ શું આવે? આવી સ્ત્રીને કપાળે આંકડીનો રોગ લખાયલો હોય છે અને તેનો ધણી દવા કરતો કરતો થાકી જાય અથવા કંટાળીને બેદરકાર બની જાય છે. આમ થવાથી પતિ પત્ની વચ્ચેનું અંતર વધે છે અને બન્ને દુઃખી થાય છે.

આમાં એક બે અપવાદ છે. એક પુરૂષ ખુબ કમાઈ જાણતો હોય પણ તે બહુ ઉડાઉ હોય તો તેની પાસે પૈસા ટકતા નથી. જો તે કરકસરી સ્ત્રીને પરણે તો તે શ્રીમંત થઈ શકે. પણ આ અપવાદ છે. વળી દમ્પતિ સુખનો આધાર પઇસા પર નથી. ઘણીખરી સ્ત્રીઓ સ્વાભાવિક રીતેજ કરકસરી હોય છે એટલે ઉડાઉ ધણી અને કરકસરી સ્ત્રી વચ્ચે અસમાનતા જણાય છે તે છતાં સમાન ગુણવાળા સ્ત્રી પુરૂષોજ સુખી થઇ શકે છે એ નિયમ ખોટો ઠરતો નથી.

અત્રે સવાલ ઉઠશે કે બહુ કામી પુરૂષે તેના જેટલીજ કામી સ્ત્રી પરણવી? હા. જો તે ઓછી કામી સ્ત્રીને પરણશે તો પતિપત્ની એક બીજાને ધિક્કારતા શીખશે સ્ત્રી પતિને કામી કુતરો ગણીને તેને જોતાંજ ભડકી ઉઠશે અને પુરૂષ પોતાની સ્ત્રીથી સંતુષ્ટ ન થવાથી કાંતો હવસી હયવાનની પેઠે બળાત્કાર કરશે અથવા ઘર છોડી બહાર ભટકતો થશે. તેને બદલે જો બન્ને સરખાં કામી હશે અને તે સાથેજ કુદરતના કાનુનથી અજાણ હશે તો અતિશય કામ સેવનથી જલદીથી આ દુનિયાને સાથેજ પ્રણામ કરી જશે

ખુની, અધર્મી, ચોર પુરૂષ સાથે એવીજ સ્ત્રીને જોડવાનું યોગ્ય ગણાશે? પહેલી વાત તો એ કે આવા બદમાસોને પરણવાજ દેવા ન જોઇએ, પણ જો તેઓ પરણેજ તો નિશંક તેમને ચોર અને અધર્મી સ્ત્રી સાથે પરણાવવાથીજ તેઓ સુખી થઇ શકશે. કોઇ કહેશે કે સદ્દગુણી સ્ત્રી પોતાના દુરાચારી પતિને સુધારી શકશે. આ વાત અમે માની શકતા નથી. દુરાચારી પતિઓ સુધરવાના બનાવો જવલ્લેજ બને છે. મોટે ભાગે સદ્દગુણી સ્ત્રી દુરાચારી પતિને પરણ્યા પછી પોતાના ધણી જેવીજ બદચાલની થઇ જાય છે. ટુંકમાં સરખા ગુણવાળા સ્ત્રી પુરૂષોના લગ્ન થયા તોજ તેઓ સુખી થઇ શકે છે.

પણ અમુક સ્ત્રી મારા જેવા વિચાર લાગણી કે ગુણ ધરાવે છે કે નહિ તે શી રીતે જાણવું? આ જાણવા માટે મસ્તક વિદ્યા જેવી બીજી કોઈ વિદ્યા નથી. જો એ વિદ્યાનો માનવ જાતિ ઉપયોગ કરશે તો તે ઘણીજ સુખી થઇ શકશે. મસ્તક વિદ્યા (Phranology) થી સ્ત્રી પુરૂષના ગુણદોષ પારખી શકાય છે. જો એ વિદ્યાનો યોગ્ય

ઉપયોગ થાય તો પતિ કે પત્નીની પસંદગીમાં જરા પણ ભુલ થવા ન પામે; કેમકે મસ્તકશાસ્ત્રીના હાથને કોઇ પણ છેતરી શકતું નથી.

જ્યોર્જ સ્ટર્નસ "કેવી રીતે પરણવું?" એ નામના અંગ્રેજી પુસ્તકમાં જણાવે છે કે:—

તમારા જેવીજ, તમારા જેવાજ રૂપ ગુણવાળી, તમારી આબાદ મુર્તિ જેવી સ્ત્રીનેજ પરણો.

કાળા અને ગોરા, જઇફ અને જવાને કદિ લગ્ન ન કરવા.

નાસ્તિકોએ ધર્મનિષ્ઠ જીવડાઓથી દુરજ રહેવું.

રોજ રોજ ગગનવિહારી કલ્પના કરનાર કવિ કે નવી નવી શોધ કરનાર સાયંટીસ્ટના ગ્રહ મુર્ખ અને અભણ સ્ત્રી સાથે મળતા નથી.

જુના અને નવા વિચારના સ્ત્રી પુરૂષ–સુધારકો અને સનાતનીઓ વચ્ચે હમેશાં બારમો ચંદ્રમાજ રહેશે.

પુરૂષ નામનાનો—કીર્તિનો ભૂખ્યો હોય તો તેણે "જીંદગી એટલે શું?" તે ન સમજનારી સ્ત્રી સાથે કદિ પાના ન પાડવા.

પાતળી કમ્મરના મોહમાં કદિ ના ફસાતાઃ આજ કાલની ફેશનની ઢીંગલીઓ ટાઇટ કોરસેટ પહેરીને અથવા બીજી રીતે કમ્મર પાતળી બનાવવાની કોશેષ કરે છે પણ તેથી તેમના આરોગ્યને નુકશાન થાય છે અને એવી સ્ત્રીઓ ગર્ભધારણ માટે લાયક હોતી નથી. કુદરતી રીતે વિકસીત થતી કમ્મરમાંજ ખરી મોહકતા રહેલી છે. કુદરત સાથે રમત રમનારી સ્ત્રીઓ કામની નથી.

લાંબા પુરૂષે ટુંકી સ્ત્રી અને લાંબી સ્ત્રીએ ટુંકા પુરૂષ સાથે લગ્ન કરવા નહિ. તદ્દન અભણ અને આજકાલની કહેવાતી સુધરેલી ઢીંગલીઓને નવ ગજના નમસ્કાર કરજો. ઘર સંસારી કેળવણી સાથે ઉમદા જ્ઞાન પામેલી સ્ત્રીજ આદર્શ પત્ની થઇ શકે છે. બ્હારથી સુંદર જણાતાં વદન પર મોહી પડતા નહિ. આજકાલ બાહ્ય સુંદરતા પર પુરૂષો મરી પડે છે પણ તેની નીચે દંભ અને છળકપટ છુપાયલા હોય છે તે સમજી શકતા નથી. કુદરતી સૌન્દર્યમાં દંભ હોતા નથી. આત્માના સૌન્દર્યને પાઉડરના લેપડાની જરૂર પડતી નથી. આરોગ્યની લાલીવાળી સ્ત્રીને પોતાના ઓઠ અને ગાલ વિલાયતના

લાલ રંગથી રંગવા પડતા નથી. ઉડાઉ, અતિશય વસ્ત્રાલંકારની શોખીન અને આળસુ એદી સ્ત્રી પણ પસંદ કરવા લાયક નથી.

હવે સવાલ ઉઠશે કે નિકટના સગાઓમાં લગ્ન કરવા ઇચ્છવા જોગ છે? મામા માસીના કે કાકા કાકીના પિત્રાઇઓ પરણે તે યોગ્ય છે? ડો જોન કોવન વૈદક વિધ્યાને આધારે કહે છે કે નિકટના સગાઓ વચ્ચે કદિ પણ લગ્ન કરવા ન જોઇએ. સખાવતી સંસ્થાઓમાંના બાળકોની તપાસ કરીને એ વિદ્વાન ડૉકટર જણાવે છે કે નિકટના સગાઓ વચ્ચે લગ્ન થવાથી બ્હેરા, મૂગા, આંધળા, મુર્ખાં, નબળા દિવાના, ટુંકમાં કંઇ ને કંઇ ખામીવાળા બાળકો જન્મે છે.

અત્યાર સુધી આપણે પુરૂષોએ કઇ જાતની સ્ત્રી પસંદ કરવી અને કોને નવ ગજના નમસ્કાર કરવા તે વિષે વિવેચન કર્યું. હવે સ્ત્રીઓએ કેવી રીતે જીવન સાથી પસંદ કરવો તે વિષે બે બોલ બોલીશું.

સ્ત્રી જીવન સાથી પસંદ કરવાને સ્વતંત્ર નથી એ વાત સાચી છે. એ બિચારી માબાપ કે વાલી જ્યાં પરણાવે ત્યાં પરણે છે. દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. એ કહેવત બધા જાણતા હસે પણ આ ઝેરી રિવાજ તોડયા વિના સ્ત્રીઓ સુખી થઇ શકવાની નથી. સ્ત્રી પોતાના પ્રીયતમની પસંદગી કરવાના પુરૂષ જેટલીજ સ્વતંત્ર હોવી જોઇએ. નાદાન વયની બાળાઓ સંભાળથી પતિની પસંદગી કરી શકતી નથી પણ જો બાળલગ્નોનો રાક્ષસી રિવાજ નાબુદ થાય અને કન્યા કેળવણીનો પ્રચાર થાય તો સ્ત્રીઓ સહેલાઇથી પતિની પસંદગી કરી શકશે.

ધારો કે એક સ્ત્રી અઢાર વર્ષની થાય, તેણે સારી કેળવણી લીધી હોય. ઘરકામમાં પાવરધી થઇ હોય, સંસ્કારી અને નિરોગી હોય તો તેણે શું કરવું? તેની પહેલી ફરજ ગમે તેવા રોગી પુરૂષથી દુર નાસવાની છે. વંશપરંપરાથી ઉતરી આવેલો યા આ જીંદગીમાં થયલો રોગ સુખી સંસારમાં કાંટા સમાન છે. જેવી રીતે રોગી પુરૂષોથી દુર રહેવાની જરૂર છે તેજ રીતે બીડી અને શરાબની ગંદી ટેવવાળા પુરૂષો પણ ધિક્કારપાત્ર છે. જેના મ્હોંમાંથી

તમાકુ યા શરાબની ખરાબ વાસ આવતી હોય તે પુરૂષ એક પવિત્ર રમણીનો પ્રિયતમ અને એક નિર્દોષ બાળકનો પિતા થવાને લાયકજ નથી. તમાકુ પીનાર અથવા ખાનાર પુરૂષ ઘણોજ કામી હોય છે. તે પોતાના સ્વાર્થ માટે, પોતાની વાસનાની તૃપ્તીને માટે પોતાની સ્ત્રીના ભલાની દરકાર કરતો નથી. તમાકુ અને શરાબ સગા મા જણ્યા ભાઇ બ્હેન છે! કોઇ પણ રીતે તમાકુનો ઉપયોગ કરનાર કોઇ પણ જાતની કેફ વિના રહી શકતો નથી, શરાબીઓ તમાકુના અઠંગ ભકતો હોય છે. જે સ્ત્રી પવિત્ર જીવનનો લ્હાવો લેવા માંગતી હોય તેણે બીડી, સીગારેટ, સીગાર, તપખીર વિગેરે જોઇનેજ ભડકી જવુંજ જોઇએ.

વ્હીસ્કી. રમ, બ્રાંડી, શેમ્પેન, વાઇન, એલ. બીર એલ, સાઇડર હોક, શેરી, સ્ટોક, જીંજર, એવડો વિગેરે કોઇ પણ જાતનો દારૂ આરોગ્યનું સત્યાનાસ વાળે છે તેની કોઇથી ના પડાય તેમ નથી શરાબની બુરી ટેવમાંથી રોગ, પાપ, ગુન્હા, ગરીબી અને કંગાલ્યત જનમ્યા છે તે બધા જાણે છે. જે માણસ સાંજ પડતાં પોતાના કુટુંબના દર્શન કરવાને આતુર થતો નથી. પણ સીધો પીઠામાં જવા તૈયાર થાય છે એવો નીચ અને સ્વાર્થી પુરૂષ કોઇ પણ રમણીનો રમણ થવાને લાયક નથી રસ્તે લથડતા દારૂડીઆઓ અને ઘરમાં એક કે બે પેગ પીનારા "મોડરેટ" માણસ વચ્ચે વધુ તફાવત નથી. આખી જીંદગી સુધી થોડો અને નિયમિત દારૂ પીનાર પુરૂષે પણ સ્વાર્થી અને હલકી વૃત્તિનો થઇ જાય છે. જેના મા બાપ થોડો પણ દારૂ પીતા હોય તે થોડો વખત નહિ પીએ તોપણ આખરે તે શરાબના પંજામાં સપડાયા વિના રહેતો નથી દારૂ પીનારાને કપાળે ગરીબી, બીમારી, અકાળ મોત અને કરજદારી લખાયલાંજ હોય છે. ઓ સ્ત્રીઓ! ભલે કુંવારી રહેજો પણ દારૂડીઆઓ સાથે પાનું ના પાડતા!

બાયલા પુરૂષોને કદિ પણ ના પરણતાં કેમકે તે ખરો મરદ થઇ શકતો નથી. કેટલાક મરદો ધંધાને અંગે બાયલા બની જાય છે. બંગડી, સ્ત્રીઓનાં કપડાં વિગેરે વેચનારા મરદો મોટે ભાગે બાયલા હોય છે.

જેની પાસે ગુજરાનનું સાધન ન હોય તેવાને પ્રણામજ કરજો કેમકે જે એક પેટ ભરી ન શકે તે કુટુંબી થઇને શું શુકરવાર વાળવાનો હતો ?

વિધુરોને કદિ ન પરણુતા. જેઓ બે ત્રણ સ્ત્રીને કંકુના ચાંલ્લા સાથે સ્વર્ગે મોકલી ચુકયા હોય એવા વિધુરો દયાને પાત્ર નથી પણ ધિક્કારને પાત્ર છે. કારણકે ઘણા ખરાની સ્ત્રીઓ સુવાવડમાંજ મરી જાય છે. જેઓની સ્ત્રીઓ અકાળે મરી જાય છે તેવા પુરૂષો અતિશય કામી હોય છે, જેણે છુટા છેડા કર્યા હોય, અધર્મી હોય, જુગારી હો, માબાપને દુઃખ દેતો હોય, ગંદો હોય, નીચ હોય અને તદન અજાણ્યો હોય તે જો તમારી સાથે પરણવાની વાત કરે તો માથુંજ હલાવજો.

---

## પ્રકરણ ૫ મું.

### કામવાસના વધવાનાં કારણો.

સ્ત્રી અથવા પુરૂષ બન્નેને અનુકૂળ હોય, એક બીજાને ચાહતાં હોય, રસજીવનના શોખીન હોય છતાં જો તેઓ અતિશય કામવાસનાને આધિન થઇ જાય છે તો જીવનની જલદીથી હોળી થઇ જાય છે. ચાલુ જમાનામાં મોજ શોખના સાધનો વધી પડવાથી સ્ત્રી અને પુરૂષો ખાસ કરીને શહેરોમાં ઘણાં કામી થઇ ગયા છે અને તેથી ભર જુવાનીમાં પણ ઘણા સ્ત્રી પુરૂષોના મ્હોપર નૂર હોતું નથી. અતિશય કામવાસનાથી જીવન ટુંકા થાય છે, શારિરિક શકિત ઘટી જાય છે અને મનુષ્ય મોતની નજીક જતો જાય છે. આજકાલ શાળામાં ભણુતા નાદાન બાળકોથી માંડીને યુવાનો પર્યંત જીવનના સત્વને વેડરી નાખવાની બદી સ્પષ્ટ જણાઇ આવે છે. નાદાન વયથી કેટલાકોને હસ્ત મૈથુનની ટેવ પડે છે અને પુખ્ત વયે પહોંચતાં તેઓ તદન ફીકકા અને પાંડુ રોગી થઇ જાય છે પરણેલા દમ્પતિઓ પણ અતિશયતાથી મોતને આમંત્રણ કરે છે. આ લેખકની પીછાનનો એક પુરૂષ પરણ્યા પછી અતિશય કામી જીંદગી ગાળવાથી ફકત એક વર્ષમાં સ્મશાનનો સાથી થયો હતો. એ પરથી જણાશે કે સંયમ સુખી થવાનો સોનેરી માર્ગ છે એનો

અર્થ એ નથી કે દરેક દમ્પતિએ બ્રહ્મચારી થઇ સંસારને પ્રણામ કરી દેવા. અમે એટલુંજ કહેવા માગીએ છીએ કે જેમ હદ બ્હારનું ખાવાથી આફરો થાય છે તેમ વાસનાના અતિશય સેવનથી જીવન શક્તિ ઘટી જાય છે. શરીરમાંથી સ્ફુર્તિ ઉડવા માંડે છે, આંખોનું નૂર ઘટી તે ઉંડી ઉતરી જાય છે, સ્મરણ શક્તિ ઉડવા માંડે છે અને ક્રમશઃ માણસ કબરની નજીક જતો જાય છે.

અતિશય કામી થવાના અનેક કારણો છે કામી માબાપોના બાળકો મોટે ભાગે એ બદીના આરંભથીજ ભોગ થઇ પડે છે અને તેથીજ કામી માબાપનાં બાળકો અકાળે મરણ પામે છે. જેઓ એવા માબાપનાં બાળકો હોય તેઓ જો પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તો તેમણે બ્રહ્મચર્ય પાળવાનો ગુણ કેળવ્યેજ છુટકો છે. અનેક જાતની શક્તિની દવા ખાવાથી તેમનું કંઇ વળવાનું નથી. આહાર, નિદ્રા અને મૈથુન વધારેલા વધે છે અને ઘટાડેલા ઘટે છે પણ જેમને વારસામાંજ કામવાસના મળી હોય તેઓના બચાવનો એકલો માર્ગ બ્રહ્મચર્યજ છે.

કામવાસના વધારવાના બીજાં કારણો ખાવા પીવાના પદાર્થોને આભારી છે. અતિશય સ્વાદિષ્ટ ખાટા મીઠા તીખા તમતમતા ખોરાક ખાનારની વાસના વધ્યા વિના રહેતી નથી. માંસ, ઇંડા, માછલી, મીઠું, તમાકુ, દારૂ, ચા, કાફી, ચાકલેટ, મેદાની પુરી વિગેરે વધુ પ્રમાણમાં ખાવાથી તરતજ કામવાસના વધે છે એ પદાર્થોજ વાસનાને ઉતેજનારા છે. મીઠું, પીપર, રાઇ, વધુ મીઠાવાળો ખોરાક અને મેંદાનો લોટ એ સર્વે અપચો કરનારા છે અને અપચો કરવા ઉપરાંત તે ગુહ્યેંદ્રિયને ઉશ્કેરી હવસ પેદા કરે છે. જેને આ વાત વિષે જરા પણ શક પેદા થાય તેણે સાદા ખોરાક પર થોડાક મહિના બ્રહ્મચારી જીંદગી ગાળી જોવી. આવી જીંદગી ગાળ્યા પછી પાંચ છ મહિના બાદ એક ચ્હા કે કાફીનું પ્યાલું પીતાં કે દારૂનો એક પેગ પીતાં તરતજ હવસ ઉત્પન્ન થશે. આ માટે જેઓ પવિત્ર અને સંયમી જીંદગી ગુજારી દંપતી જીવનનો દૈવી લ્હાવો લેવા માંગતા હોય તેમણે ઉત્તેજક અને માદક ખાણાપીણા છોડયા વિના છુટકોજ નથી.

ખાણા પીણા શિવાય સ્ત્રીઓની વાસના વસ્ત્રોને

સીધે પણ વધવા પામે છે. કમ્મર અને પેટ દબાય એવા ટાઇટ વસ્ત્રો પહેરવાથી લોહી હાર્ટ તરફ જતું અટકે છે અને તેથી ગુહ્ય ભાગમાં રક્ત જમા થવાથી અકુદરતી વાસના ઉત્પન્ન થાય છે. સેંકડે નવાણું સ્ત્રીઓ સુંદર દેખાવા માટે ગરદન આગળ મોટા અંબોડા વાળે છે અને કેટલીકના વાળ ટુંકા હોય તો તે ખોટા વાળ જોડીને અંબોડો મોટો બનાવે છે, નાના મગજપર વાળનો આવો મોટો બોજો પડવાથી એ જગ્યાએ ઘણી ગરમી પેદા થાય છે અને લોહી ગરમ થવાથી વાસના ઉત્તેજીત થાય છે. અતિશય મોટા અંબોડાવાળી સ્ત્રીઓ મોટે ભાગે કામી હોય છે. આ શિવાય સ્ત્રીને આડે રસ્તે લઇ જનાર આળસુ જીંદગી અને નવલકથાનું વાંચન છે. આજકાલની પ્રેમના ટાહ્યલા અને ખુની બનાવોવાળી વારતા વાંચ્યા પછી પવિત્ર વિચાર કરવાનું અશક્ય છે જે સ્ત્રીને ઘરમાં કંઇ કામ કરવાનું ન હોય તે સોફાપર બેસીને પ્રેમકથાઓ વાંચ્યા કરે તો તે કદિ પણ પવિત્ર રહી શકતી નથી.

શહેરોમાં રહેતી સ્ત્રીઓ આળસુ જીંદગીનો ભોગ થઇ વધુ કામી થઇ જાય છે. આજકાલ મુંબઇની શેઠાણીઓને ધણીરાજના ગજવામાં જોર ન હોય તો પણ ઘાટી વિના ચાલતુ નથી. શ્રીમંત કુટુંબોએ તો ઘાટી, ભટ અને નર્સ અથવા આયા રાખીને સ્ત્રીને તદનજ નવરી કરી મૂકી છે. ઘર કામ વિનાની સ્ત્રીઓ જો ચાર પાંચ ચોપડી ભણી હોય તો એકલી બેસીને વારતા વાંચે છે અથવા કોઇ સખી સાથે નાટકના શરૂંગારી ગાયનોની ચર્ચા કરે છે. જો ચાલીમાં કોઇ નવરો પુરૂષ હોય તો કોઇકવાર તેની સાથેય વાત કરી લે છે ને એ વાત ધીમે ધીમે નયનના ઇસારા સુધી વધી જાય છે. સ્ત્રીઓ આવી રીતે બગડે છે અને સ્હવારથી સાંજ સુધી ગધ્ધા મહેનત કરતા પતિરાજને એ વાતની લાંબા વખત સુધી ખબર પણ પડતી નથી. રોગ થયા પછી તેની દવા કરવા કરતાં રોગ થાયજ નહિ તે માટેના પગલાં લેવાની જરૂર છે. જે સ્ત્રી પવિત્ર દૈવી જીવન ગાળવા માગતી હોય તેણે હંમેસાં કંઇ ને કંઈ કામમાં ચિત પરોવી રાખવું જોઇએ, ટાઇટ વસ્ત્રો પહેરવાની ટેવ તજી દેવી જોઇએ અને મોટા અંબોડાનો શોખ રાખવો ન જોઈએ.

# પ્રકરણ ૬ ઠું.

## વશીકરણ વિદ્યા.

પ્રિયતમ અને પ્રિયતમા પસંદ કરવાની રીત, રતિ કેલી અને તેની માનવ જીવનમાં આવશ્યકતા તથા સ્ત્રી અને પુરૂષની વાસના વિષે આપણે અગાઉ વિવેચન કરી ગયા છીએ. હવે રોજરોજ જીવનમાં નવી મસ્તી કેમ આવે, જીંદગી કવિની કવિતા સમી કેમ થઇ રહે, દમ્પતિ જીવનમાં નિશદિન પ્રેમ વિણાના મધુર સંગીત શી રીતે સાંભળી શકાય તે વિષે ઘડીભર વિચાર કરીશું. આ દેશમાં છુટાછેડાનો રિવાજ ન હોવાથી પરણ્યા પછી પતિપત્નિ એક બીજાનો મોહ જાળવી રાખવા માટે વિચારપૂર્વક પ્રયત્ન કરતા નથી. અભણ દશાને લીધે યા બેદરકારીને લીધે પુરૂષ એમજ માની લે છે કે "હું ગમે તેવો હોઇશ પણ મારી સ્ત્રી મારા શિવાય બીજાનો ખ્યાલ કરવાની નથી." સ્ત્રી એમ માની બેસે છે અથવા ચાલુ રિવાજને લીધેજ તે એમ માનવાને ટેવાઇ ગયલી હોય છે કે "હવે તો છઠ્ઠીના લેખ લખાઇ ચૂકયા હું ગંદી રહીશ ફુવડ જેવી રહીશ કે આળસુ રહીશ પણ એ જવાના કયાં છે? એ તો જીંદગી સુધીનો સંબંધ!" આ માન્યતા ભુલભરેલી છે. જેઓ જડ પશુ જેવું જીવન ગાળવા માગતા હોય તેઓને એવી માન્યતા મુબારક હો! પણ જેમને રસ જીવનના લ્હાવા લેવા હોય તેઓએ સમજવું જોઇએ કે જીવન એક કલા છે. એ કલા પ્રમાણે જીવવાથીજ માનવ-જીવનની મહત્તા વધે છે એ વાર ખાવું, મહેનત મજુરી કરવી અને ડુક્કર પેઠે જીવીને જણવું અથવા જણાવવું એમ તો પશુઓ પણ કરે છે. નહિ પશુઓ પણ રસ જીવન માટે વલખાં મારે છે. પશુઓને પણ નવા નવા લ્હાવા લેવાનું મન થાય છે. મરઘો મરઘીને રાજી કરવા માટે પીંછા બતાવે છે અથવા પોતાની બહાદુરી સિદ્ધ કરવા માટે બીજા મરઘાને લોહી લુહાણ કરી નાખે છે તે કદિ જોયું છે? પક્ષીઓ પોતાના માળામાં નિતનિત નવી નવી વનસ્પતિ અને નવા નવા ફુલો લાવીને મોહકતા વધારવાનો પ્રયત્ન કરે છે તે વિષે કદિ વિચાર કર્યો છે? કુદરતને પણ એકરંગી

થયું ગમતું નથી. રૂતુના છ નવા નવા રંગ ધારણ કરનાર કુદરતને એકરંગી કોણ કહેશે ? જો સુર્ય એકજ રીતે તપ્યા કરતો હોત તો પ્રભાત અને સંધ્યાના મોહક સુર્ય દર્શન કરવાને કયો રસિક જન તત્પર થાત ? ચંદ્ર અને સુર્યના શીતઉષ્ણ પ્રકાશ, ચંદ્ર અને તારાની રમતો, વાદળી અને ચંદ્રની સંતા કુકડી, વસંતના રમ્ય સૌન્દર્યો, નદિના ઝરણના કલકલ નિનાદ, કોયલની મધુરી બંસરી ઉષા અને સંધ્યાની મોહક લાલી વિગેરે એજ સુચવે છે કે કુદરતને પણ પલે પલે નવી નવી મોહકતા જોઇએ છે અને માનવજાતિ દરરોજ દરપળે અવનવા આનંદોની લહજત ચાખે એવુંજ પ્રભુનું નિર્માણ છે.

રમણીઓ વસ્ત્રાલંકાર સજીને હંસગતિથી ચાલી જઇ પુરૂષોના હૃદયને શા માટે ડોલાવી નાખે છે ? વાંકડી મુછ રાખી, સારામાં સારા વસ્ત્રો પહેરી યુવાનો શા માટે યુવતીઓ તરફ ટીકી ટીકીને જોઈ રહે છે ? જો કોઇ પરસ્ત્રી અથવા પરપુરૂષને વશ કરવા હોય તો એવાં સ્ત્રી પુરૂષો કેટકેટલા ચાળા કરે છે ? કેવી કેવી યુકિતથી પોતાના પ્રિયજનને આકર્ષે છે ? અને એવા પરાયા આકર્ષણમાં મનુષ્યો શા માટે લુબ્ધ થઈ જાય છે ? આ ગંભીર પ્રશ્નનો એકજ જવાબ છે અને તે એ કે આપણે દમ્પતિજીવનમાં પતિપત્ની એક બીજાનો મોહ ટકાવી રાખવાને પ્રયત્ન કરતા નથી. જેમ પરાઇ સ્ત્રીને લલચાવવા માટે પુરૂષ ફાંકડેરાવ થઇ તે રાજી થાય એવા હેતુથી અવનવા વેષ ભજવે છે તેમ પોતાની સ્ત્રીને રાજી રાખવાને માટે દરેક પતિએ પ્રયાસ કરવો જોઇએ લગ્ન મંડપમાં હસ્ત મેળાપ થવાથી કે કાજી કે બ્રાહ્મણના આશિર્વચનથી સ્ત્રી જીતાઇ નથી. તેને પરણ્યા પછી જીતવાની છે ને તે માટે પુરૂષે રોજ સાચા અને સુંદર વસ્ત્રો પહેરી જાણે જુવાનીનો ઉત્સવ ઉજવતો હોય તેવા આનંદી રહેવાની જરૂર છે.

પુરૂષ કરતાં સ્ત્રીની ફરજ વધારે ગંભીર છે કારણ કે પુરૂષ સ્વચ્છંદ અને સ્વતંત્ર હોવાથી જો પોતાની સ્ત્રીથી અસંતુષ્ટ થાય તો તે પરસ્ત્રી અથવા વેશ્યાનો યાર બનીને સંસારની ધુળધાણી કરી

નાખે છે કેટલાક પુરૂષો મનગમતી પત્ની નહિ મળવાથી કેફી બનવાના અનેક બનાવો બન્યા છે જો સ્ત્રી પોતાના નાવલીયાને નિરંતર પોતામાંજ મુગ્ધ રાખવા માગતી હોય તો તેણે હમેશાં નવી નવી મોહકતા પ્રગટાવીને પ્રિયતમને વશ કરી લેવો જોઇએ આજ ખરી વશીકરણ વિદ્યા છે. જરા અંબોડાની મોહક વેણી બતાવવાને અંગમરોડ કરી ગુમ થઈ જવું. ઉન્નત ઉરજનો અર્ધ ભાગ બતાવી સસ્મિત પલાયન થઇ જવું. પતિ કંઇ ચિંતામાં બેઠો હોય ત્યારે પાછળથી જઇ મસ્તી ભરી અદાથી તેની આંખો દાબી દેવી. જમીને ઉઠતા વાર મ્હોમાં પાનની પટી મુકી ખડખડ હસીને પોલ થઇ જવું, એ વ્હાલથી બોલાવે ત્યારે જરા કૃત્રિમ રીસ બતાવવી એ ન બોલે ત્યારે નુપુરનો ઝુંકાર કરી ઠણુકો કરી ચાલ્યા જવું વિગેરે વિગેરે અનેક કલાઓ બતાવતાં પૈસા ખરચવા પડતા નથી, મોહક દેખાવા માટે બળદના જેમ દાગીનાં લાદવાની કે મુલ્યવાન વસ્ત્રો ખરીદી બાવા બનવાની જરૂર નથી વસ્ત્રાલંકારની હઠ કરવાથી ઘણાના સંસાર બગડે છે, પતિ ચીડીઓ અને કરજદાર થાય છે, સ્ત્રી તરફ તેને અણગમો ઉપજે છે અને તેણે પોતે જો અણગમાથી દાગીના ખરીદયા હોય તો પોતાની સોને મઢેલી પુતળી તેને જોવી પણ ગમતી નથી પાંચ પૈસે સુખી દમ્પતિ શોભીતા વસ્ત્રાલંકારથી પોતાની મોહકતા વધારે તેમાં કંઇ ખોટું નથી. પણ મારવાડણો કે કાઠીઆવાડી સ્ત્રીઓના જેમ શેર શેર બશેર બશેરના કલ્લાં કે કડાં પહેરવામાં સૌંદર્ય નથી! અલંકારો નાજુક અને કારિગીરીવાળાં હોવાં જોઇએ અલંકારો વિના પણ સ્ત્રી પોતાની સુંદરતા ઝળહળાવી શકે છે સ્ત્રી કાળી હોય યા ગોરી પણ પ્રભુએ તેને જાણી જોઇને મોહકતાનું દાન કર્યું છે એક નાનુ સરખું ગુલાબનું ફુલ અંબોડામાં ખોસતાં શું ઓછી ખુબસુરતી જન્મે છે ? વળી સ્ત્રીના અંગ પ્રત્યંગમાંજ એવી મોહકતા ભરી છે કે જો તે ધારે તો વગર અલંકારે પોતાના નાજનખરાથી પ્રિયતમને ગાંડો ઘેલો કરી મુકે !

આપણી સ્ત્રીઓ મોટે ભાગે પ્રિયતમને શા માટે વશ કરી શકતી નથી ? એનું કારણ એ છે કે ખોટી શરમ વડીલોની હદબ્હારની આપખુદી અને રસજીવનની અભિલાશાના અભાવને લીધે સ્ત્રીઓ પતિપર કામણ કરવાની દરકારજ કરતી નથી, જે અભણ સ્ત્રીઓ કામણ કરવા માગે છે તેઓ કોઇ જંગલી ભુવા યા ડાકણ ગણાતી સ્ત્રી પાસે કોઇ દવા માગતા જાય છે અને એવી ઉટવૈદની દવા ખવરાવી દેવાથી અનેક કુટુંબો પર આફત આવી છે. વશીકરણ માટે કોઇ જાદુનો મંત્ર કે દવાદારૂ છેજ નહિ, વશીકરણ વિદ્યા સ્ત્રીના શરીરમાંજ ભરેલી છે અને તેણેજ બુધ્ધિ પુરઃસર પોતાની મોહકતાનો ઉપયોગ કરવાનો છે.

આ દેશની સ્ત્રીઓ મહારાજોના મંદિરમાં, સગાવ્હાલાને મળવા અથવા કંઇ પણ કામસર બહાર જતી વખતે બનીઠનીને જાય છે પણ પોતાના જીવન સાથી પાસે જતી વખતે મેલાં ઘેલાં વસ્ત્રો પહેરી સાવ ફુવડ જેવી દેખાય છે તે ધિક્કારપાત્ર છે. દરેક સ્ત્રીઓ જાણવું જોઇએ કે તેની સમ્પુર્ણ સુંદરતા તેના પતિ માટે છે. બ્હારની દુનિયા તેને "બેડોળ" કહે તેની તેણે દરકાર કરવાની નથી પણ તેના પ્રિયતમની નજરે તે રંભા જેવી દેખાવી જોઇએ મનુસ્મૃતિમાં આ વિસે એક અર્થસુચક શ્લોક છે. મનુ આદર્શ પત્નિના લક્ષણ વર્ણવતાં કહે છે કે ઘરકામમાં મંત્રી જેવી, ભોજન સમયે માતા સમી, પતિસેવામાં દાસી સમી અને શયનગૃહમાં રંભા સમી પત્ની પતિને આનંદદાયી થઇ પડે છે ! આ શ્લોકના સુધારકોએ ઉંધો અર્થ કર્યો છે અને મનુ જાણે સ્ત્રીને પુરૂષની "ગુલામ" ગણતો હોય એવો મિથ્યા આરોપ મુકયો છે. પણ વસ્તુતઃ તેમ નથી આ નાનકડો શ્લોક ટાંકીને મનુએ ભલભલા વિચારકો અને શાસ્ત્રીઓના ડાચા બંધ કરી દીધા છે. ઘડીભર વિચાર કરો તમારી નજર

સામે એવું ચિત્ર દોરો કે તમારી પત્નિ તમામ સર્વ કાર્યોમાં પ્રધાનના જેવી સલાહ આપતી હોય. જમતી વખતે વ્હાલસોઇ માતાની પેઠે આગ્રહ કરી કરીને જમાડતી હોય, તમારી દરેક સગવડ સાચવવાને દાસીની પેઠે કાળજી રાખતા હોય અને આટલું બધું કર્યા પછી શયનગૃહમાં જાણે નવીજ પરણીને આવી હોય તેમ સોળે સંગાર સજી હસ્તી રમતી મસ્તી કરતી તમને સ્વર્ગ સુખ આપતી હોય તો તમારૂં જીવન કેવું સુખમય થઇ રહે ?

પુરૂષને પોતાની સ્ત્રી એકની એક સ્થિતિમાં–એકના એક પોષાકમાં ગમતી નથી. જો તેને રોજ એક સરખીજ ખુબસુરતી મળે તો તેથી કંટાળી જાય છે પણ જાદુભરી–દરરોજ બદલાતી સુંદરતાથી તે હંમેશનો પત્નીભકત બને છે. એક પતિવ્રતની બાંગ મારનારા એકે એક પુરૂષને કોઇને કોઇ બીજી કોઇ લાવણ્યવતી લલના મેળવવાનું મન થયું હશે. અને તેથીજ દરેક સ્ત્રીએ પોતાના પતિને કામણ કરવા માટે પ્રસંગે પ્રસંગે નવા નવા વેષ ભજવવાની જરૂર છે.

મોટા શહેરોમાં દમ્પતિ મોટે ભાગે એક યા બે રૂમમાં રહે છે. નાના ગામડાંમાં મોટા ઘરો હોય છે પણ આપણી પ્રજાનો મોટો ભાગ પ્રેમની ચમત્કૃતિ સમજતો નથી એટલે પતિ અને પત્ની "રોમાન્સ" ના જાદુઇ અનુભવનો ખ્યાલ પણ કરી શકતા નથી. શયનગૃહમાં રતિકેલીના અનિર્વાચ્ય અદભુત સુખ ભર્યા પ્રસંગે બન્ને એક બીજાની સાન્નિધ્યમાં રહે તે ઇચ્છવા જોગ છે પણ તે શિવાય સ્ત્રીની બીજી કેટલીક હીલચાલો પુરૂષની નજરે

# જે. એમ. પંડયા એન્ડ કંપની.

## બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

અશોક બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

## ધર્મને લગતાં ઉત્તમ પુસ્તકો અને જીવન ચરિત્રો.

| | |
|---|---|
| તહેવારોનો ભોમીઓ ... ... | ૫-૮ |
| તુલસી કૃત રામાયણ ગુજરાતી લીપીમાં અને ટીકા સાથે ... ... ... | ૭-૮ |
| શ્રી ભાગવત એકાદશસ્કંધ (ગુજરાતી ભાષાંતર સાથે | ૧-૦ |
| શ્રી મહાશીવ પુરાણ સાત સંહીતા સાથે ગુજરાતી | ૮-૦ |
| એકાદશોપનીષદ સી. સી. શાસ્ત્રીકૃત ગુજરાતી | ૮-૦ |
| આત્મપુરાણ ગુજરાતી ... ... | ૮-૦ |
| બ્રહ્મસુત્ર શાંકરભાષ્ય ગુજરાતી ભાષાંતર સાથે | ૬-૦ |
| સ્વધરમ નીષ્ટ દઇવી જીવન ... ... | ૬-૦ |
| ગીરધર કૃત રામાયણ ... ... | ૩-૦ |
| અરવીંદ ઘોષ કરૂત ઇશોપનીષદ ... | ૧-૦ |
| શ્રીમદ ભગવતગીતા પંચ રત્ન ... | ૧-૦ |
| ,, (ગુજરાતી ટીકાવાળી) ... | ૧-૮ |
| ,, ભગવત ગીતા ... ૦-૬-૦ થી | ૧-૦ |
| ,, ,, ,, ગુજરાતી લીપીમાં શ્લોક અને ટીકા સાથે ... ... .. | ૧-૮ |
| રંગમાળા તથા શ્રી કૃષ્ણ કીરતનાંજલી | ૦-૧૨ |

## ઐતિહાસિક પુસ્તકો.

| | |
|---|---|
| ભારતાર્થ પ્રકાશ (મહાભારત) સંપુરણ ૧૮ પર્વોનો કંપલીટ સેટ ... ... | ૩૦-૦ |
| અહેવાલેઅંબીઆ અને પૃથ્વીનો સંક્ષીપ્ત ઇતીહાસ | ૧૦-૦ |
| સ્વામી રામકૃષ્ણ પરમહંસનું જીવન ચરીત્ર | ૪-૦ |
| સ્વામી રામતીરથનું જીવન ચરીત્ર ... | ૩-૦ |
| સ્વામી વીવેકાનંદનું જીવન ચરીત્ર ... ... | ૩-૮ |
| નેપોલીઅન બોનાપારટનું જીવન ચરીત્ર ... | ૨-૦ |
| કૃષ્ણ દરશન ... ... ... ... ... | ૧-૪ |
| મારા ધર્મ વીચારો ... ... ... ... | ૧-૮ |

# પ્રકરણ ૭ મું.

## સુંગારી સ્મરણ ચિન્હો.

વિકૃત મનોદશાના માણસોને નિરોગી સામાન્ય સ્ત્રી પુરૂષોથી ઉંધીજ જાતની ટેવ પડે છે અને એવી ટેવને આપણે વિકૃત મનોદશાના ચિન્હ રૂપ ગણવાની છે. સ્ત્રી અને પુરૂષના સામાન્ય કુદરતી સંબંધને આવા માણસો ઇચ્છિતા નથી પણ સ્ત્રીલિંગ કે પુલ્લિંગ જોવાથી અથવા તેવા આકારની કોઇ વસ્તુ જોવાથી તેઓ ઉશ્કેરાઇ જાય છે અને તેમને કેલી કર્યા વિનાજ વીર્યસ્રાવ થઇ જાય છે. આ ટેવ મનુષ્યની સુંદરતા "ટેસ્ટ" પર અવલંબે છે. સામાન્ય પુરૂષ અથવા સ્ત્રી પોતાની પ્રિયતમા કે પ્રિયતમના આખા શરીરને ચાહે છે વાળ, આંખો, ગાલ, ઓઠ છાતી, કમ્મર, અથવા પગની એકલી સુંદરતા પર ચાલુ ધ્યાન રાખી નિરોગી માણસો પાગલ થતા નથી. જ્યારે કોઈ સખસ એકાદ અવયવ પર મુગ્ધ થઇ વીર્ય અથવા રજસ્રાવ અનુભવવા માંડે ત્યારે તેની મનોદશા વિકૃત થઇ છે એમ સમજી લેવું. અમે આ પ્રકરણમાં આવી ટેવોનું વિગતવાર વર્ણન કરીશું તેપરથી ઘણા વાંચકોને કદાચ પોતાની કોઇ ટેવનોય ખુલાસો મળી જશે.

આવી ટેવ કોઈ સ્ત્રી યા પુરૂષના એકાદ અવયવના મોહથીજ પડે છે એમ કંઇ નથી. કેટલાક વિકૃત માણસોને પશુની કોઈ ક્રિયા જોઇને અથવા જડ પદાર્થો જોવાથી પણ વીર્ય સ્રવી જાય છે.

માણસ જાતની બુદ્ધિ જેમ જેમ ખીલતી ગઇ તેમ તેમ તેના કવિઓ અને ચિત્રકારોએ કેલી પ્રસંગ વિષેજ પુષ્કળ વિચાર કર્યો છે, જુની ગુફાઓ અને પ્રાચીન રાજમહેલો પરના ચિત્રો તથા પ્રાચીન પૂતળાંઓ વિગેરે નગ્ન સ્ત્રી પુરૂષની સુંદરતાજ વ્યક્ત કરે છે. મનુસ્મૃતિમાં સ્ત્રી લિંગને ખેતરની, પુલ્લિંગને બીજની અને બાળકને ફળની ઉપમા અપાઈ છે. યુરોપની પ્રાચીન ભાષા લૅટીનમાં પણ એવાજ માર્મિક શબ્દો વપરાયા છે. તેમાં વીર્યને બીજ અંડ ફળ અથવા સફરજન (poma and mala); પુલ્લિંગને, વૃક્ષ, મૂળ,

દાંતરડું, થડ, જમીન ખેડનાર હળ; અને સ્ત્રીની યોનીને ખેતર અથવા ફુવારાની ઉપમા આપવામાં આવી છે. શેકસપીઅરે પોતાના નાટકોમાં સંભોગ કરી આવેલી સ્ત્રી માટે "Ploughed woman" શબ્દ વાપર્યો છે.

દુનિયાના આરંભથી વિકૃત ટેવો કેટલાક માણસોને પડી છે અને હજુ તે ચાલુ છે. એ ટેવ બુધ્ધિજન્ય નથી પણ આવેશજન્ય છે. જુવાનીના કોઇ અનુભવના અચાનક સ્મરણથી અથવા આશક યા માશુકની કોઇ ચીજ પર એકાગ્ર ચિત્તે ધ્યાનસ્થ થવાથી આવી ટેવો પડે છે. વીસમા સદીમાં પોતાની માશુક તરફથી ભેટ મળેલા રૂમાલને ચુમી લેનારા તો ઘણાએ જોયા હશે. એ વર્તન પણ આવી ટેવનેજ આભારી છે.

હેવલોક એલીસ વૈદ્યક નજરે આ પ્રશ્નનો અભ્યાસ કરી દાખલો આપતાં જણાવે છે કે એક ઇટાલીઅન જોગણ (જેની બ્હેન વેશ્યા થઇ હતી) ને ૮ વરસની વયથી કેલીની ઇચ્છા થતી હતી, ૧૦ વર્ષની વયે તેને હસ્ત મૈથુનની ટેવ પડી હતી. આ બાઇ રોમન જમાનામાં થઇ ગઇ હતી એટલે તે વખતે કેટલીક સ્ત્રીઓ ઉમ્મર લાયક થતાં મઠમાં જઇ બ્રહ્મચારીણી જોગણ બનતી હતી. આ બાઇ જોગણ થઇ પણ તે પછી તેને વિચિત્ર વિકૃત ટેવો પડી હતી. પાદરી અથવા બીશપના હાથનો સ્પર્શ થતાં, કોઇ બીશપને કંઇ ધાર્મિક માનચાંદ મળવાની ખબર સાંભળતાં, કોઇ વાંદરાં પર નજર પડતાં, ક્રોસ પર ચઢેલા ક્રાઇસ્ટનુ ચિંતન કરતાં, રમકડું અથવા રાક્ષસનું ચિત્ર જોતાં, અથવા તેને સોંપાયલાં બાળકોને મળમુત્ર કરતાં જોતાં તેને પ્રબળ કેલીની વાસના થતી અને તરતજ તેને રજસ્ત્રાવ થઇ જતો (Psychology of sex પાનું ૬)

અમેરીકામાં હસ્ત મૈથુનની ટેવના ગુલામ બનેલા ૧૫ વર્ષના એક છોકરાનો મેકડોનલ્ડ નામના ડોકટરે અભ્યાસ કર્યો હતો તેણે મેકડોનલ્ડને કહ્યું હતું કે "એક બીજાને ભેટીને મારા સાથીઓ સાથે જમીન પરથી ગબડીયાં મારતાં મને આનંદ થાય છે અને અજબ જાતની ગરમી મારા દીલમાં આવે છે મને કેટલીક ચીજોની વાત કરતાં ખાસ મઝા પડે છે. રાતે "ગુડનાઇટ" કહીને મારી દાસી

મને ચુસી લે છે ત્યારે અથવા હું તેની છાતી પર ટેકો લઇ ઉભો રહું છું ત્યારે એવોજ આનંદ આવે છે. સ્કેટીંગ રીંગમાં કોઇ જુવાન પોતાની સાથીદાર રમણીને એવી રીતે ફેરવે કે જેથી સ્ત્રીના કપડાં જરા ઉંચા થયા હોય એવું ચિત્ર જોતાં પણ મને વીર્યસ્ત્રાવ થઇ જાય છે. એક પુરૂષ એક સ્ત્રીને બચાવવા દરીઆમાં પડયો અને બન્ને એક બીજાને વળગી તરતાં તરતાં કિનારે આવ્યાં એ બનાવ છાપામાં વાંચવાથી મને કેલીનો આનંદ મળ્યો હતો. મ્યુઝીયમમાં સ્ત્રીઓના પૂતળાં જોતાં, નાગા બાળકો જોતાં, કામોત્પાદક વારતા વાંચતાં, નવા જન્મેલા વછેરાને જોતાં, કૂતરા કૂતરી, ગાય અને ગોધા યા ઘોડા કે ઘોડીની કેલી જોતાં પણ મને વીર્યસ્ત્રાવ થાય છે કોઇ યુવતી પોતાના આશક સાથે પ્રેમચેષ્ટા કરતી હોય તો તે જોતાં હું ઉત્તેજીત થઈ જાઉં છું. એક દિવસ મેં છાપામાં વાંચ્યું કે એક માણસ એક સ્ત્રીનું ખુન કરી તેને જંગલમાં ઉપાડી ગયો હતો અને ત્યાં તેણે સ્ત્રીના મુરદાપરથી કપડાં ઉતારી લીધાં હતાં આ ભયંકર બીના વાંચતાં પણ મને કેલીની પ્રબળ વાંછના થઇ આવી હતી. નગ્ન પુરૂષોને જોતાં મને જરાપણ લાગણી થતી નથી. કૂતરા કૂતરીની કેલી જોવાથી મને ખુબસુરત પ્રૌઢા તરફ જોવા કરતાં વધારે આનંદ મળે છે. સૌથી વધુ મઝા ખુબસુરત કન્યાઓને સ્નાન કરતી જોવાથી મલે છે.”

ખાવા પીવાની કુદરતી જરૂરપર અંકૂશ મૂકવાથી વધુ નહિ તો ઓછા પ્રમાણમાં ખરાબ ટેવ પડે છે નડીઆ નામની એક સ્ત્રીને હીસ્ટીરીઆનો રોગ હતો અને ચરબીથી તેનું શરીર જાડું ન થઇ જાય તે માટે તેણે ખોરાક ઓછો કરી નાખ્યો હતો. આ ટેવથી તે હંમેશ ભૂખ ઘેલી રહેવા લાગી. તે ઘણો પ્રયત્ન કરતી પણ જ્યારે ન રહેવાતું ત્યારે એક બીસ્કીટ ખાતી અને પછી પસ્તાતી તે કહે છે “કેટલીકવાર અત્યંત ભૂખ લાગવાથી હું થુક ગળી જતી, રૂમાલ કરડતી, જમીન પર આળોટતી: હું પુસ્તકોમાં ભોજનના વર્ણનો વાંચતી અને વારતામાં વર્ણવેલી મીજબાનીમાં હુંજ ભાગ લઉં છું એમ માની લઇ ભૂખને ભગાડી દેવાની કોશેષ કરતી’ આ ટેવ ઉપર જણાવેલી ટેવ કરતાં જુદી જાતની છે.

કોઈ આકાર, પોષાક, વસ્તુ હાવભાવ, વર્તન પશુ અથવા જગતની કોઇપણ ચીજ કોઇને કોઇ વિકૃત મગજ પર સૃંગારી અસર કરે છે. ગોરો નામનો લેખક પેરીસના એક વેપારીનો દાખલો આપતાં જણાવે છે કે એ વેપારી આબરૂદાર, સદ્‌ગુણુ અને કુટુંબ કબીલાવાળો હતો, એક સાંજે ઘેર આવતાં તેણે એક ઘરની બારી આગળ વસ્ત્રો બદલતી સ્ત્રીની છાયા જોઇ. ખલાસ! તે દિવસથી તે એ છાયા જોવા માટે દરરોજ ત્યાં જવા લાગ્યો. આમાં વિકૃત મનોદશા એ છે કે તેણે પેલી છાયાવાળી સ્ત્રીને જોવાની કે શોધી કાઢવાની જરા પણ દરકાર કરી ન્હોતી તેને મન છાયાજ પુરતી હતી. કેટલાક માણસો એવાય હોય છે કે જો અમુક વસ્તુ ન હોય તોજ તેઓ સૃંગારરસનો લ્હાવો લઇ શકે છે. શીકાગોનો એક અમેરીકન બાળપણથી એક કન્યા સાથે પ્રેમમાં પડયો હતો. એ કન્યાનો એક પગ કાપી નાખવામાં આવ્યો હતો. આ અમેરીકન કદિ બે પગવાળી સ્ત્રી સાથે સંભોગ કરી શકતો ન્હોતો પણ એક પગવાળી સ્ત્રી મળતાં તે જુસ્સામાં આવી જતો. તેની સ્ત્રીએ તેને આખા અમેરીકાની લંગડી સ્ત્રીઓ શોધી કાઢવા માટે પાણી પેઠે પૈસા ખરચી પુષ્કળ પત્ર વહેવાર કરતો પકડયો હતો. આ માણસ લંગડીઓની શોધ કરતો એટલુંજ નહિ પણ પોતાને પૈસે તેમને બનાવટી પગ ખરીદી આપતો.

બરટને યુરોપમાં પ્રાચીન પ્રેમીઓની સૃંગારી ટેવોનું ઉંડુ નિરિક્ષણ કર્યું છે તે કહે છે કે હજારમાં ભાગ્યે એક જણ સમ્પુર્ણ પ્રેમમાં પડે છે પણ માશુકની કોઇ ચોકસ વસ્તુ આશકને અત્યંત આનંદ આપી તેને મસ્ત બનાવે છે. જો આશકને તેની માશુક તરફથી સ્મરણ ચિન્હ તરિકે તેના માથાના વાળ, તેના પંખાનું પીંછું, બુટની દોરી, લેસ યા વીંટી મળે તો તે પ્રેમચિન્હને તે પવિત્ર માની તેની પૂજા કરે છે.” મેરી વોલ્ટન ક્રેફ્ટ જણાવે છે કે એક સાચો આશક પોતાની માશુકના મોજાં, બુટ યા બીજી ચીજોને સામાન્ય મોજાં યા બુટ કરતાં વધુ પવિત્ર માને છે.

બર્ટન ઇતિહાસનો એક સાચો દાખલો આપે છે. ઇંગ્લંડના રાજા ચાર્લ્સ બીજાના દરબારમાં મીસ પ્રાઇસ નામની ખુબસુરત રમણી હતી. તેનો આશક ડોન્ગન મરણ પામ્યો ત્યારે તે પોતાની પાછળ

એક કાસ્કેટ મૂકી ગયો હતો જેમાં તેની માશુકના સઘળા સ્મરણ ચિન્હો હતાં. એ કાસ્કેટમાં તેણે મીસ પ્રાઇસના "સર્વ જાતના વાળો" પણ સંઘરી રાખ્યા હતા. ૧૬૨૭ માં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચેની લડાઇનું વર્ણન કરતાં હોવેલ જણાવે છે કે એક કેપટનને મને કહ્યું હતું કે બધા મુએલા સોલ્જરોના શરીર પરથી તેને તેઓની માશુકોના અનેક સ્મરણ ચિન્હો મળ્યાં હતાં.

અઢારમી સદીની શરૂઆતમાં શુરીગ લખે છે કે તેની પીછાનની એક બેલજીઅન સ્ત્રીનો વ્હાલો પતિ મરણ પામતાં એ સ્ત્રીએ પોતાના પતિની ગુહ્યેન્દ્રિય કાપી લઇ તે ચાંદીના કાસ્કેટમાં પવિત્ર સ્મરણ તરિકે જાળવી હતી. પાછળથી તે તેનાપર પાઉડર લગાડતી અને તે જોઇને તથા પોતાની સખીઓને બતાવીને રાજી થતી. (spermatologia પાનું ૩૫૭).

આ બેલ્જીઅમ રમણીની અગાઉ ફ્રેંચ દરબારમાંની એક લલનાએ પોતાના મૃત પતિની ગુહ્યેન્દ્રિય સોનાના કાસ્કેટમાં જાળવી તેને સુગંધી વસ્તુઓથી સુગંધીત કરવાનો દાખલો બ્રાન્ટોમે નોંધ્યો છે. મોન્ટેગાઝા નામનો લેખક એક પુરૂષનો દાખલો આપે છે કે જેણે પોતાની માશુકની ખોપરી તેના મરણ પછી સંસ્મરણ રૂપે જાળવી રાખી હતી.

આશક અથવા માશુકના સ્મરણ રૂપે કંઈ વસ્તુ જાળવી રાખવાની ટેવ સંગારી ટેવોમાં સૌથી સામાન્ય છે પણ કેટલાકોને વિચિત્ર શોખથીજ વીર્યસ્રાવ થાય છે. કેટલાકોને હાથ, પગ, છાતી, ગુદા, વાળ અથવા મળ મૂત્રની ક્રિયા જોવામાં મઝા પડે છે કેટલાક વિકૃત સખસોને લંગડાપણું, શીતળાના ડાઘા ગમે છે. કોઈ નાદાન બાળકોના, કોઇ જઇફોના તો કોઇ મુરદાના શોખીન બને છે. કેટલાકોને જુદા જુદા જાનવરો સાથે કેલી કરવાની ટેવ પડે છે. મોજાં, બુટ, ગારટર, ટોપી, રૂમાલ વિગેરે ચીજો કોઈ આકર્ષે છે અને એવી વસ્તુ જોતાં તેમને કામ પ્રગટે છે કેટલાકો કોઇને ચાબુકે મારે, કોઇના પર જુલમ ગુજારે અથવા પોતાના ગુહ્યસ્થાનો બીજાને બતાવે તો અને કેટલાકો ચાબુકનો માર ખાઇ જુલમ સહન કરે તો કામ પ્રદિપ્ત થાય છે. શરીરની ગંધ અથવા અવાજ પણ કેટલાકોને ઉત્તેજીત કરે છે. નગ્ન પુતળાંઓ જોવાનો શોખ બાળકોના ઢીંગલો

ઢીંગલીના શોખ જેવોજ છે. મનોદશા બહુ વિકૃત ન હોય તો પણ કેટલાકો પોતાની માશુકની કંઇ ખામીને "સુંદર" ગણવામાં મોજ માણે છે. આમ હોવાને લીધે લહેકતી લંગડી ચાલથી ચાલતી સ્ત્રીઓ પર કેટલાક પુરૂષો મોહી પડે છે. કોઇ ખામીને સુંદર માની લીધા પછી પુરૂષ તેવી ખાત્રી વાળીજ સ્ત્રી પસંદ કરે છે. ગાલ પરના કાળા તલ "સુંદર" નથી છતાં અરબ અને ઇરાની કવિઓ માશુકના ગાલ યા હડપચી પરના તલપર હજારો કાવ્યો રચ્યાં છે અને આપણા કવિઓ પણ તલ કે છુંદણાની પ્રશંસા કરતાં ધરાતા નથી. શીળીનો ડાઘ પણ કોઇકને પાગલ કરી નાખે છે. એક માણસની બૈરી પાતળી અને શીળીના ડાઘવાળી હતી. તે મરી ગયા પછી ત્રણ વરસે તે બે સ્ત્રીઓને મળ્યો. એક ફાંકડી હતી અને બીજી શીળીના ડાઘવાળી યાને દુનિયાની નજરે બેડોળ હતી છતાં તે શીળીના ડાઘવાળી સ્ત્રી સાથેજ પ્રેમમાં પડયો હતો કારણ કે એ ડાઘમાં તેની આગલી પ્રિયતમાના પ્રેમનું સ્મરણ ચિન્હ હતું.

વિકૃત ટેવો બાળપણથી યુવાનીમાં દાખલ થવા સુધીમાં અને પાકટ ઉમ્મરે કેલી કરવાની શકિત ઘટી જાય ત્યારે પડે છે. કેટલાક સ્ત્રી પુરૂષો કંઇ રોગને લીધે થોડો વખત વાસના ગુમાવી બેસે છે ત્યારે તેઓ બાળકો સાથે રમત રમવામાં મોજ માને છે.

આ વિષે એક મહેતીનો દાખલો જાણવા જેવો છે ૪૮ વર્ષની એક મહેતી હતી. ૧૨ વર્ષની વયે એક ટ્રેનમાં આંચકો લાગવાથી તેને કેલીની ઇચ્છા થઇ હતી પણ પરણ્યા પછી પતિ મિલન થતાંજ તેનો ભ્રમ ફીટી ગયો. પ્રથમ કેલીના દુ:ખથી તે ગભરાઇ ગઇ. વારંવાર પ્રયત્ન કર્યા પછી તે કેલીનું દુ:ખ સહન કરતી થઇ હતી પણ તેના મગજ પર એ દુ:ખની છાપ પડી રહી હતી. આનો અર્થ આ નથી કે તેને વાસના થતી ન્હોતી તેને વારંવાર વાસના થતી પણ તે કેલી આનંદ લુટી શકતી નહિ ઘણા વરસ સુધી તેને કોઈ કુટેવ ન પડી પણ મોટી ઉમ્મર થયા પછી તેનું મગજ વીફર્યું. તે શાળામાં ભણતાં બે ત્રણ બાળકોને પોતાના રૂમમાં લઇ જતી પોતે નગ્ન કરી પલંગપર પડતી અને બાળકોને નગ્ન કરી છાતી ચુસાવતી તથા શરીરના એકેએક ભાગ સાથે દાબતી ત્યારેજ તેને સંતોષ થતો આખરે તે પકડાઇ અને તેને ડો. પેન્ટાની સારવાર નીચે મૂકવામાં આવી હતી. ( P. Penta, January 1896. )

# પ્રકરણ ૮ મું.

## અવયવોનો મોહ.

કેટલાક પુરૂષો સ્ત્રીઓના કોઈ અવયવો જોઈને ઉત્તેજીત થઈ જાય છે અને મોટે ભાગે સ્ત્રીના પગ ઘણાને મનોહર લાગે છે. સામાન્ય પ્રેમીને પણ પોતાની માશુકના ચરણ બીજા અવયવો કરતાં મોહક લાગે છે. બાળકો પણ પગના શોખીન હોય છે. કેટલાક બાળકો પગ સાથે રમત કરે છે, પગને પારણામાંથી બ્હાર ફેંકી દે છે અથવા અંગુઠા ચુસે છે આશક માશુક ટેબલપર સામ સામા બેઠા હોય ત્યારે એક બીજાના પગ સાથે પગ અડાડવામાં પ્રેમની લહેજત અનુભવે છે. સ્ટેનલી હોલ છે કે પશુઓ પણ પગની મોહકતા જાણે છે. તેણે એક ગધેડાને સંભોગ પહેલાં ગધેડીના પગ કરડતો જોયો હતો.

પગ જોતાંજ જેને વીર્યસ્રાવ થઈ જાય એવા એક માણસનો દાખલો આપતાં મેરેન્દન દે મોન્ટીલ જણાવે છે કે એક ડોકટરને વેસ્ટ ઇંડીઝમાં લાવવામાં આવ્યો હતો. તેની મા પાગલ હતી અને ડોકટરને બરાબર પિશાબ થતો ન્હોતો. વેસ્ટ ઇંડીઝની બધી સ્ત્રીઓ ઉઘાડે પગે ચાલે છે. તેમનાં પગ ઘણાં ખુબસુરત હોય છે. આ ડોકટર આવા વાતાવરણમાં ઉછર્યો હતો. તે મોટા, જાડા, ગોળાકાર અને નરમ ચામડીવાળા પગનો ગુલામ થઇ ગયો. સ્ત્રીના પગની કલ્પના કરી તે હસ્તમૈથુન કરતો. ૧૫ વરસની વયે તે એક કાળી નોકરડીના સહવાસમાં આવ્યો હતો અને તેના પગના સ્પર્શથી તે મોહિત થયો હતો છતાં પગપરનો પોતાનો મોહ તે પેલી નોકરડીને કહી શકયો ન્હોતો તે પછી હસ્ત મથુનની ટેવ છોડી તેણે એક પછી એક માશૂક સાથે પ્રેમ કર્યો પણ કોઈના પગ સાથે મસ્તી કરવાની હિમ્મત કરી શકયો નહિ. આખરે તેની ૩૩ વરસની વયે તે પેરીસમાં એક બુદ્ધિશાળી રમણી તેની ટેવ જાણી ગઇ અને તેને શરમાવ્યા વિના તે તેને પોતાના પગ સાથે રમત કરવા દેવા લાગી. આ સ્ત્રીને તે છેવટ સુધી વફાદાર રહયો હતો.

પગ પરનો મોહ સઉથી વધારે દક્ષીણ ચીનના ચીનાઓમાં છે ચીનો પતિ ચીનીના વદન કરતાં ચરણને વધુ પ્રિય ગણે છે, જેમ આપણી સ્ત્રીઓ પરપુરૂષ સ્તન જોઇ જતાં શરમાય છે તેમ ચીની પોતાના પગ પર પુરૂષની નજર પડતાં શરમાઈ જાય છે ચીનીના પગ જોવાનો હક તેના ધણીનેજ છે અને ચીનના રસ્તા પરથી જતી ચીનીના પગ તરફ નજર કરનાર "મવાલી" ગણાય છે. ચીનાઓના પગ પરના મોહ અને ચીનીઓના પગ જન્મતાંજ જકડી લઇ તેને નાના બનાવવાના રિવાજ વચ્ચે સબંધ છે. ચીનીના પગ કુદરતીજ નાના હોય છે અને નાના પગમાં સુંદરતા જોનારી પ્રજા પોતાની આખી સ્ત્રી જાતિને સાંકડા પગવાળી બનાવવા માટે ક્રુર રિવાજને આધિન થાય તે સંભવિત છે એ શિવાય એક બીજું કારણ છે. સ્ત્રી પુરૂષના પરસ્પર આકર્ષણનું નામજ સુંદરતા છે અને ચીનાઓને નાના પગ ગમતા હોવાથી એ આકર્પણ વધારવા માટેજ આ રિવાજ પડયો હોય એમ લાગે છે. જેમ આપણે પાતળી કમ્મર પસંદ કરીએ છીએ અને ગોરી સ્ત્રીઓ કમ્મરને પાતળી બનાવવા માટે ટાઇટ કોરસેટ પહેરે છે તેમ ચીનાઓ ચીનીના પગ સાંકડા કરી નાખે છે. કમનસીબી એ છે કે સુધરેલી ગોરીના "કોરસેટ" "ફેશન ગણાય છે જ્યારે ચીનના રિવાજને ન સમજનારા એ રિવાજને જંગલી માને છે.

ચીની પ્રજાના પગપરના મોહને વિષે મેટીગનન લખે છે: "મેં ચીનાઓનાં અતિ પ્રિય કોતરકામો જોયાં છે. શિલ્પકલાના એ સુંદર નમુનાઓમાં દરેક ચીનાને ચીનીના પગ સાથે લહરી રમત રમતો ચીતરવામાં આવ્યો છે. એક ચીનો સ્ત્રીનો નાનો પગ હાથમાં લે છે ત્યારે તે આવેશમાં આવી જાય છે. આપણે સ્ત્રીના વિકસીત હૃદયાંબુજ જોઇને ઉત્તેજીત થઇ જઇએ છીએ તેમ! પ્રેમ વિદ્યામાં પારંગત થયલી ચીનીઓ પોતાના પ્રેમીને મસ્ત કરી નાખવા માટે બે પગની વચ્ચે પુલ્લિંગને રાખી મસ્તી કરે છે ને ચીનાઓ તેથી ઘણાજ કામી બને છે.

એમ કહેવાય છે કે ઇસ્વીસન પૂર્વે ૧૧૦૦ માં ચીનમાં એક કામી રાણી રાજ કરતી હતી. તેના પગ નાના હતા. બધી સ્ત્રી તેના

જેવીજ થવી જોઇએ. એવો આ રાણીને તરંગ થવાથી ચીનમાં સ્ત્રીઓના પગ જન્મતાંજ લોખંડના પટાથી દાબીને નાના કરવાનો રિવાજ પડેલો કહેવાય છે. પણ આ વાત દંતકથા જેવી છે કેમકે ઇ. સ. પૂર્વે ૩૦૦ માં બધા ચીનાઇ પુસ્તકોનો નાશ થયો હતો. કેટલાક કહે છે કે સ્ત્રીને ઘરમાં પૂરી રાખવા માટે આ રિવાજ પડયો છે પણ એ વાત મનાય તેવી નથી કેમકે ચીનીઓ છુટથી બજારમાં હરે ફરે છે અને પગ દબાવાથી તે ચાલવાને અશક્ત થતી નથી. કેટલાક ચીનાઓ કહે છે કે પગ દાબવાથી જાંગ અને સ્ત્રીલિંગનો વિકાસ થાય છે અને તેથી કેલીમાં સુગમતા આવે છે. મોરેશ કહે છે કે ચીનીઓનાં સ્ત્રિલિંગ પેકીંગમાં વસતી તારતર રમણીઓ કરતાં મોટાં હોય છે (તારતર સ્ત્રીઓના પગ સાંકડા કરવામાં આવતા નથી) છતાં આ વાતને વૈદક ટેકો મળતો નથી જેમ યુરોપમાં કમ્મર પાતળી કરી મોહક બનવા માટે કોરસેટ પહેરવામાં આવે છે તેવોજ આ એક રિવાજ છે.

માઇબીરીઆના મોગલો અને ટર્કો તથા યુરોપીયન રશીઆના પૂર્વ અને મધ્ય ભાગમાં પણ આવો રિવાજ છે. અહિંની સ્ત્રી પાસે શરીર ઢાંકવાને પુરતાં વસ્ત્રો ન હોય તો પણ તે પોતાના પગ અને માથું ઢાંકી રાખે છે. જેકોબી કહે છે કે "ગરમ રૂતુમાં તમે આ સ્ત્રીઓ તદ્દન નાગી જુઓ તોપણ તે શરમાશે નહિ પણ તેના પગ હંમેશાં ઢાંકેલાજ હશે. તેના પગ અને પગનો નીચેનો ભાગ તેના પતિ શિવાય કોઇ જોઈ શકતું નથી. આ સ્ત્રીઓની બધી શરમ પગમાંજ છુપાઇ છે ને તે પગથીજ નખરાં કરે છે. કોઇ સ્ત્રીના પગ ખુલ્લા કરતાં પુરૂષને અજબ આનંદ આવે છે. આ સ્ત્રીની પુરૂષને આકર્ષતી સુંદરતા તેના ચરણમાં શમાઇ છે. મોરદેવીનના પ્રેમ કાવ્યોમાં સ્ત્રીના બધા અવયવો અને વસ્ત્રોના વર્ણન આવે છે પણ પગના વર્ણનમાં કવિ એટલુંજ કહે છે કે "તેના ચરણ સુંદર હતા." આ પ્રદેશની ખેડુત રમણીઓ તહેવારને દિને ઘુંટણ સુધીના ફાંકડા મોજાં પહેરે છે જેમ યુરોપમાં આશક લગ્નની નિશાની તરીકે પોતાની માશુકને વીંટી આપે છે તેમ આ પ્રદેશમાં માશુકના મોજાં

કાઢી લગ્ન નક્કી કરે છે. કેટલીક જગાએ લગ્નની રાતે સ્ત્રી પુરૂષના મોજાં કાઢે છે અને કેટલાક માબાપો વરવધુના મોજાંમાં ભેટ તરીકે પૈસા મૂકે છે!

પ્રાચીન રોમમાં ગૃહસ્થ સ્ત્રીઓ બુટ પહેરતી થઇ ત્યારથી વેશ્યાઓને બુટ પહેરવાની મનાઇ થઇ હતી. વેશ્યાઓ પાવડી અથવા સ્લીપર પહેરી શકતી. તેમનાં ઉઘાડા પગ રોમનોને વધુ આકર્ષક લાગતાં હતાં પગ ઉપરાંત બીજી ચીજો જોઇને પણ કેટલાકો વિહ્વળ બની જાય છે તેના હવે અમે કેટલાક દાખલા આપીશું.

મેગનન કહે છે કે એક પંદર વર્ષનો છોકરો સ્ત્રીઓને વાળ ઓળતી જોઇ મુગ્ધ થઇ જતો. તે પછી તેને લટકતા વાળનો શોખ લાગ્યો અને ખુલ્લા વાળવાળી કોઇ પણ સ્ત્રીને જોતો તો તે તેના વાળને અડકી આવતો યા છુપી રીતે કાપી લેતો.

એક ચઉદ વર્ષના છોકરાને એક આધેડ સ્ત્રીએ બગાડયા પછી તે એક જુવાન સ્ત્રીના સહવાસમાં આવ્યો. આ સ્ત્રી સાથે તેને પ્રેમ સબંધ ન્હોતો પણ એક દિવસ તે પેલી સ્ત્રી પિશાબ કરતી વખતે તેના ગુપ્ત ભાગના વાળ જોઇ ગયો અને તે દિવસથી તે એવા જાડા વાળવાળી સ્ત્રીઓને જોતો ત્યારેજ તેને સંતોષ થતો. આ ટેવ જીંદગી સુધી કાયમ રહી હતી. Psychology of sex Vol. III Appendix B. History V)

રોબોડે એક સેનાપતિના ૧૪ વર્ષના દીકરાનો દાખલો નોંધ્યો છે. તેને ૨૧ વર્ષની એક સ્ત્રીએ બગાડયો હતો અને સંભોગ વખતે તે જાણી જોઇને હંમેશનાજ કપડાં રહેવા દેતી. એ છોકરો મોટો થયો તે પછી તે તેની પહેલી માશુકના જેવાં કપડાંવાળી સ્ત્રી જોતો તોજ વિહ્વળ થતો. રાતે યુરોપઅન સ્ત્રીઓ જે ગાઉન પહેરે છે તેવા ગાઉનવાળી સ્ત્રી જોતાં તેને જરા પણ લાગણી થતી નહિ તેથી તે બિચારાએ પરણવાનોજ વિચાર માંડી વાળ્યો હતો.

રેફ્ટ એબીંગ એક પોલીશ છોકરા વિષે લખે છે કે તેને ૧૭ વર્ષની ઉમ્મરે એક ફ્રેંચ ગવર્નેસે બગાડયો હતો મહિનાઓ સુધી

આ સ્ત્રીએ પોતાને હાથે પેલા છોકરાને હસ્ત મૈથુન કર્યું હતું તે દરમિયાન એ સ્ત્રીના સુંદર બુટપર છોકરાની નજર પડતાં તે બુટનોજ શોખીન થઇ ગયો અને જ્યારે તે સ્ત્રીના બુટ જોતો ત્યારેજ તેની વૃત્તિ ચંચળ થઇ જતી.

એક ખરાબ કુળના ૭ વરસના છોકરાને એક નોકરડીએ હસ્ત મૈથુનની ટેવ પાડી હતી. એકવાર તેણે બુટ કાઢયા વિના તેના પુલ્લિંગને બે પગ વચ્ચે લેવાથી એ છોકરો ઘણો રાજી થયો પણ તે પછી તે એવીજ ટેવને આધીન થઇ ગયો હતો. (Hammand, Sexual Impotence)

એક સરકારી નોકર જવાનીમાં આવતાં તેણે પ્રથમ કેલી કોઇ સ્ત્રી સાથે દાદરપર કરી હતી. તેની સાથીએ કેલી જલદીથી ખતમ કરવાને માટે જે હીલચાલ કરી હતી. તેથી તેના બુટનો ચીંચીં અવાજ થયો હતો. તે પછી તે બુટનો ચમચમ અવાજ સાંભળતાં વિહ્વળ થઇ જતો અને સંપુર્ણ સંતોષ મેળવવા માટે વેસ્યાને ત્યાં જઇ તેને બુટ સાથે નગ્ન હાલતમાં સામે બેસાડી તેના બુટ ચીંચીં થાય તે રીતે પેલી સ્ત્રીને હાલવાની સૂચના કરતો. આમ કરવાથી તેને આપોઆપ વીર્યસ્રાવ થઇ જતો (Moraglia)

સારા કુળના માણસની મનોદશા વિકૃત થઇ જતાં તેની કેવી હાલત થાય છે તે નીચેના દષ્ટાંતપરથી જણાશે.

સી. પી. ઉમ્મર ૩૮, કુળ સારું. માબાપ તંદુરસ્ત તેના ભાઇ બહેનો પણ નિરોગી સી. પી. સઉથી નાનો છોકરો હતો અને કુટુંબથી ઘણો વખત અલગ રહયો હતો. ૯ અથવા ૧૦ વરસની ઉમ્મરથી ૧૪ વરસ સુધી તેને હસ્ત મઇથુનની ટેવ ચાલુ રહી હતી પણ તેને સ્ત્રી પુરૂષના સંબંધનું જરા પણ ભાન ન હતું. તે પોતેજ લખે છે:

"જ્યારે હું સુંદર આકર્ષક સ્ત્રીને જોઉં છું. ત્યારે તેની સાથે સંભોગ કરવાની મને ઇચ્છા થતી નથી પણ હું સુઇ જાઉં અને તે મારા શરીર પર ઉભી રહે એવી વાસના થાય છે. આવી ઇચ્છા સુડોળ સ્ત્રીને જોવાથીજ થાય છે. તેણે વસ્ત્રો પહેર્યા હોય અને

ઉંચી એડીના બુટ પહેર્યાં હોય તો તે મને વધુ ગમે છે. તેના પગ ઘુંટણ સુધીજ, ( તેથી ઉપર નહિ ) મારી નજરે પડે એટલો તેનો ઘાઘરો ઉંચો હોવો જોઈએ, આવી જોસથી મારા પેટ પર છાતી પર અને છેવટે પુલ્લિંગ પર બુટની એડી મુકે તોજ મને રતિકેલી જેવું સુખ થાય છે. આ દુઃખભર્યાં સુખ વખતે હું એવી કલ્પના કરૂં છું કે મને ચગદનારી સ્ત્રી મારી માશુક છે-હું તેનો ગુલામ છું અને કંઈ વાંક માટે મને તે સજા કરે છે.

મને આવી ટેવ કેમ પડી? હું ૧૪ વર્ષનો હતો ત્યારે મારી પાડોશમાં એક વીશ વર્ષની સુંદર રમતીયાળ છોકરી રહેતી હતી. હું તેની સાથે હરતો ફરતો અને રમતો. તેને રસ્તા પર, બગીચામાં ગમે ત્યાં ફુલો, ઘાસ, ભોંય પર પડેલી સફરજન વિગેરે કચડવાની ટેવ હતી. એક દિવસ હું મારા રૂમમાં સુતો હતો તેવામાં તે બંગડી લેવા આવી ને રમતમાં ને રમતમાં શરીર પર ઉભી રહી મને અજબ આનંદ થયો. તેણે રમતિયાળ ઢબે એક પગ ઉંચો કરી સગડી તરફ લંબાવ્યો મેં તે પકડી ચુમી લીધો અને બીજો પગ ગુહ્યન્દ્રીય પર દાબી દીધો. જીંદગીમાં પહેલીવાર મેં વીર્યસ્ત્રાવ અનુભવ્યો. તે પછી મારી જોડીદારને પણ એવીજ ટેવ પડી અને તે મોહક સ્ટોકીંગસ તથા ઉંચી એડીવાળા તરેહ તરેહ જાતના બુટ ખરીદી મારી સાથે આ જાતની રમત રમવા લાગી. તેને ને મને એકી વખતે વીર્ય અને રજસ્ત્રાવ થતો હતો. ૨૦ વરસની વયે હું પરદેશ ગયો અને હું પાછો આવ્યો ત્યારે તે પરણી ગઈ હતી. તે પછી મેં તેને કદિ મને સંતુષ્ટ કરવાની અરજ કરી નથી. હું પાછો પરદેશ જઈ આવ્યો ત્યારે તે અને તેનો પતિ બન્ને ગુજરી ગયા હતા.

દેશ અને પરદેશમાં લગભગ ૧૦૦ સ્ત્રીઓને મેં મારા શરીરપર ઉભી રાખી હતી તેમાં ૮૦ થી ૮૫ વેશ્યાઓ ન્હોતી. ફક્ત ૧૦ થી ૧૨ જ સ્ત્રીઓને આ ક્રિયામાં કાંઈક રસ પડતો પણ તેમને પૂરો સંતોષ થતો નહિ. મને એકલાનેજ પૂરતો સંતોષ થતો. બે કે ત્રણ વેશ્યાઓને પૂછી જોતાં મને માલુમ પડયું હતું કે મારા જેવી વિકૃત ટેવ બીજા પણ કેટલાક પુરૂષોને હતી." (હેવલોક એલીસ પાનું ૩૭)

# પ્રકરણ ૯ મું.

## મળમુત્રનો મોહ.

વિરકત મનોદશાના માણસો વિચિત્રજ હોય છે. અગાઉ જે જાતના સખસોની આપણે વાત કરી ગયા તેથી બીજીજ જાતના સખસો વિષે હવે વિચાર કરીશું. એક વર્ગ એવો હોય છે કે જે મળમુત્રની ક્રિયા જોઇનેજ ઉત્તેજીત થાય છે. તત્વજ્ઞાનીઓ બ્રહ્મચર્યની મહત્તા વધારવા અને સંભોગ તરફ તિરસ્કાર ઉપજાવવા માટે મળમુત્રની ગંદી ક્રિયાની વાત કરીને સ્ત્રી પુરૂષના ગુહ્ય અવયવો પ્રત્યે ધિક્કાર ઉપજાવે છે પણ વાસનાહીન પ્રેમી પોતાની માશુકની ખુબસુરતીની એટલી બધી કિમ્મત આંકે છે કે કેટલાકોને મળમુત્રની ક્રિયા પણ મોહક લાગે છે. સામાન્ય પ્રેમી આ ગંદી ક્રિયાને આદર્શ ગણતો નથી પણ તે સ્ત્રી લિંગ સાથે નિકટ સંબંધમાં આવે છે અને તેને અણગમો ઉપજતો નથી. જંગલીમાં જંગલી માણસ પણ મળ અને મુત્રને ધિક્કારે છે પણ કેટલાકની મનોદશા એવી સડેલી હોય છે તેમને એવીજ ગંદી ક્રિયા ગમે છે. આ પસંદગીને માણસ જાતની પ્રથમ જંગલી દશા સાથે થોડોક સંબંધ છે અતિ પ્રાચીન જમાનામાં મુત્રને દુનિયાપરનું અસલ પાણી ગણવામાં આવતું હતું કેટલાક દેશમાં જાનવરોનું મુત્ર પવિત્ર ગણાય છે. હિંદમાં ગાયના મુત્રને પવિત્ર ગણીને ઘણા સ્ત્રી પુરૂષો તે પી જાય છે તે જાણીતું છે. અસલી ઇરાની સ્ત્રીઓ સુવાવડ પછી ગાયના મુત્રથી શરીર સાફ કરીને ઘરમાં દાખલ થતી હતી.

કેટલાક જંગલી લોકો પીશાબમાં જાદુઈ અસર માને છે અમેરિકાના વાયવ્ય કિનારા પર રેડ ઇંડીઅનોની દંત કથા નોંધતા બોઆસ કહે છે કે એક સ્ત્રી પોતાના આશકને પોતાનું મુત્ર આપી કહે છે કે "મુરદાના નાક ને કાનમાં આના બે ટીપાં નાખવાથી માણસ જાગતો થશે." એજ પ્રજામાં એક ગોરી ખુબસુરત સ્ત્રીની એવી કથા આવે છે કે દરિયે નહાવા જતી ત્યારે માછલીઓ તેના પર ધસી આવતી અને કેમે કરી તેને જંપવા દેતી નહિ. આખરે આ સ્ત્રીએ માછલીઓ આવતાંજ પિશાબ કર્યો. તેથી માછલીઓ

નાસી ગઈ પણ પછી આકાશમાંથી અગ્નિ વરસ્યો અને તે સ્ત્રી મરી ગઇ. મુસલમાનો અને ખ્રીસ્તીઓમાં એવી માન્યતા હતી કે છુપી રીતે શરાબની પ્યાલીમાં સહેજ મુત્ર પાઇ દઇને સ્ત્રી પોતાના પતિને વશ કરી શકે છે. (B. Stern) બાળપણમાં કન્યાઓ અને કુમારો જરા પણ શરમાયા વિના ખુલ્લી જગાએ મળમુત્ર કરે છે. સ્ત્રી અને પુરૂષના સંબંધનું ઝાંખુ ઝાંખુ ભાન થયા પછીજ તેઓ એ ક્રિયા છુપાવે છે. જાનવરોમાં પણ મુત્રનો મોહ હોય છે. કુતરો રસ્તા પરના પિશાબની ગંધથી કુતરીને શોધી શકે છે. ડોમા નામનો એક લેખક જણાવે છે કે ઘોડાનો હણહણાટ સાંભળીને જો ઘોડી પીશાબ કરે તો તે કેલી માટે આતુર થઈ છે એમ જાણવું.

ક્રેફટ એબીંગે મળમુત્રની અસરના અનેક દાખલા નોંધ્યા છે. એક રશીઅન અમલદાર બાળક હતો ત્યારે તેને સ્ત્રીની બે જાંગની વચ્ચે દબાઇને સૂવાની ટેવ હતી. તે એ રીતે સૂઇને મુત્ર પી જતો, મોટી વયે તેની એ ટેવ કાયમ રહી હતી અને તે જ્યારે સ્ત્રીનું મુત્ર પીતો ત્યારેજ તેને સંભોગ જેવો આનંદ થતો. કેટલાક ધર્મ ઘેલા માણસો મળ મુત્ર ખાઇને "પરમહંસ" થવાના પ્રયોગ કરે છે એ વાત તો ઘણાએ વાંચી હશે. યુરોપમાં જંગલી જમાનામાં વૈદક વિદ્યા શીખનાર વિદ્યાર્થીઓને નર્ક ખવાડવામાં આવતું હતું. ૧૪ મી સદીમાં એ રિવાજ બંધ પડયો હતો અને જે માણસ દવા દારૂમાં મળ મુત્ર વાપરે તેને ૪૦ દિવસનું પ્રાયશ્ચિત આપવાની પ્રથા પડી હતી.

પિશાબમાં કેટલાક વૈદક તત્વો છે તેથી તે કેટલીક જગ્યાએ પીવામાં આવે છે. તેમાં સામાન્ય ચેતન આપવાનો ગુણ રહેલો છે, માસ્ટરમેન કહે છે કે તંદુરસ્ત બાળક યા સ્ત્રીનું મુત્ર "બીફ ટી" જેવુંજ હોય છે. ફરક એટલો કે બીફ ટીમાં યુરીક એસીડ ઓછો હોય છે. મેલેરીઆ અને હીસ્ટીરીઆ જેવા રોગોમાં દુનિયાના સઘળા દેશોમાં દરદીઓને તાજુ મુત્ર આપવામાં આવે તો ફાયદો થાય એમ કહેવાય છે. વીલીઅમ સાલમન કહે છે કે સતરમી સદીમાં પીશાબનો ઉપયોગ દવા દારૂમાં વારંવાર થતો હતો ઇંગ્લાંડમાં ૧૯ મી સદીમાં પણ દવા તરીકે મુત્રનો ઉપયોગ થતો હતો. લ્યુ-

સીની કહે છે કે સામાન્ય પીશાબ "હાર્ટ"માં મજબુત થાય છે અને તેના ધબકારાની ગતિ વધે છે. દવા તરિકે મુત્રના તથા વપરાશ અને પીશાબ જોઇને થતી વાસનામાં અત્યંત ફેર છે. એક જંગલી જમાનાની વૈદક ક્રિયા છે જ્યારે બીજી સડેલી વિકૃત મનોદશાની વિચિત્ર વલણ બતાવે છે.

મોસ્કા એક જવાનનો દાખલો આપી કહે છે કે તે નાની છોકકરીઓને સમજાવીને પોતાના રૂમમાં નાગી નચાવતો અને પછી તેમને પોતાની નજર સામે પીશાબ કરવા કહેતો આમ કરવાથી તેને વીર્યસ્રાવ થઇ જતો સુખનોફ રશીઆનો એક દાખલો આપતાં કહે છે કે ૨૭ વરસનો એક જુવાન એક સ્રીને પીશાબ કરતી જોઈ ઉત્તેજીત થઇ ગયો હતો. તે દિવસથી તેને એ ક્રિયા જોવાની ટેવ પડી અને આખરે કોઇ સ્રી તેના મ્હોમાં પીશાબ કરતી ત્યારેજ તેને રતિકેલી જેવો આનંદ થતો હતો. આ સૌથી કંગાળ જાતની મનોદશા કહી શકાશે, પેલેન્દા એક એવા જવાનનો દાખલો આપે છે કે ૧૬ વરસ સુધી તેને હસ્તમૈથુનની ટેવ હતી. તે પછી ૩૦ વરસની ઉમ્મર સુધી એ ટેવ તેણે છોડી દીધી આ સમય દરમીયાન તે સ્રીનું ગરમ ગરમ મુત્ર પી જઇને અત્યંત સંભોગ જેવી ખુશાલી મેળવતો. કોઈ સ્રી તેની અરજને માન આપી તેના રૂમમાં પીશાબ કરતી કે તરત તેને વીર્યસ્રાવ થઈ જતો જેમ સ્રી વધુ યુવાન તેમ તેને વધુ આનંદ થતો તે કહે છે કે મને પીશાબની વાસનો ખ્યાલ પણ આવતો નહિ. વાસનાના પ્રબળ આવેશમાં હું બધુ ભૂલી જતો મેગનન એક ૧૧ વરસની છોકરી વિષે કહે છે કે તેણે એક નાના છોકરાને હસ્તમૈથુનની ટેવ પાડી હતી. અને એકવાર જમીનપર સૂઇ જઈ વસ્રો ઉંચા કરી તેણે પેલા છોકરાને પોતાના શરીરપર પીશાબ કરવાનું કહ્યું હતું. (International Congress of criminal anthropology 1889.) જે. જી. ફ્રેઝર કહે છે કે કેટલીક સ્રીઓ પીશાબ પીવાથી ગર્ભવતી થતી હતી. કેટલાક એમ માને છે કે પીશાબમાં વીર્યના ફુલરૂપ રજકણો હોય છે. મહાભારતમાં કેટલીક સ્રીઓ સંભોગ વિના ગર્ભવતી થવાની વાત આવે છે તે આવી રીતે ગર્ભવતી થઇ હશે ?

# પ્રકરણ ૧૦ મું.

## જાનવરો સાથે હવસી સંબંધ.

હવે સૌથી હવસી અને જંગલી વર્ગ વિષે આપણે થોડુંક વિવેચન કરીશું કેટલાક સ્ત્રી પુરૂષો પશુઓ-જાનવરોના શોખીન હોય છે. ફેશનેબલ ગણાતી સ્ત્રીઓ કુતરા સાથે પ્રેમ કરે છે તે અગાઉ જણાવવામાં આવ્યું છે કેટલીક વાંઝણી સ્ત્રીઓ કુતરાને બાળક જેવા ગણી તેમના પર નિર્દોષ વ્હાલ રાખે છે પણ અતિશય વ્હાલ કોઇ કોઈ વખત પાશવવૃત્તિમાં ફેરવાઈ જાય છે અને તેથી કુતરા સાથે કેલી કરવા જેવા બનાવો બને છે. શીકાગોના ડોકટર જી. એફ. લીડસ્ટન પાસે એક વિચિત્ર કેસ આવ્યો હતો એક ખેડુતનો ૨૧ વર્ષનો યુવાન બળવાન છોકરો હતો તેની બુદ્ધિ મંદ હતી પણ તે ઘણો મહેનતુ અને પ્રમાણિક હતો. તેના કુટુંબમાં કોઈ પાગલ કે તરંગી ન્હોતું. બચપણમાં તે ગંભીર બીમારીનો ભોગ થયો ન્હોતો છતાં તે હંમેશાં દિલગીર રહેતો. જરા જરાવારમાં તે ગુસ્સે થઇ જતો. તેનો આવો સ્વભાવ હસ્ત મૈથુનની ક્રિયા કરવાથી થઈ ગયો હતો સ્ત્રીઓ પર તેને બીલકુલ મોહ ન્હોતો. ઉમ્મરે પ્રગતાં તે પોતાના ખેતરોમાં ઘોડી સાથે કેલી કરી પોતાનો હવસ તૃપ્ત કરતો અને તે વખતે એટલો બધો કામાંધ બની જતો કે વખત, સ્થલ કે પ્રેક્ષકોની પણ પરવા કરતો નહિ. શહેરોના સુધરેલા જીવનમાં મનુષ્યનું દીલ અનેક જાતની મોજ મજાહથી આકર્ષાય છે એટલે શહેરી જીવનમાં આવા બનાવ જવલ્લેજ બને છે. જે પુરૂષો મુરખ, જડ, બળવાન, જડસુ, અને બેડોળ હોય તથા સ્ત્રીઓ જેમના તરફ ઝાંખીને પણ જોતી ન હોય તેઓ મોટે ભાગે આ દુર્ગુણના ભોગ થાય છે. તદ્દન જંગલી જાતિઓમાં આ બદીનું મૂળ રહેલું છે. જાનવરો સાથે હવસી સંબંધ રાખવાના બે કારણો છે. (૧) જેઓ પશુઓ વચ્ચેજ જીંદગી ગાળતા હોય અને સ્ત્રીઓથી જુદા પડ્યા હોય તેઓ આ બદીના ભોગ થાય છે. (૨) કેટલાકોની એવી માન્યતા હોય છે કે પશુઓ સાથે કેલી કરવાથી ગરમીના દરદો (પરમા ચાંદી) નરમ પડી જાય છે.

આ દેશમાં આવા હવસી બનાવો જવલ્લેજ બને છે કારણ કે આપણા ખેડુતો અને ભરવાડો પણ કુટુંબી જીવન ગાળે છે. યુરોપમાં તેમ નથી. તેથી પાશ્ચાત્ય દેશોમાં આવા ગુન્હા ઘણા થાય છે વળી પશ્ચિમની પ્રજાની એવી માન્યતા છે કે પશુ મનુષ્ય બને છે ને મનુષ્ય જાનવર થાય છે; મનુષ્યોના અસલી બાપદાદાઓ વાંદરા હતા; દુનિયા પેદા થઇ ત્યારે પશુ ને મનુષ્યમાં કંઇ ફેર ન્હોતો તેથી બંને વચ્ચે શારિરિક સંબંધ રાખવામાં કંઇ શરમભર્યું નથી. કેટલીક જંગલી જાતો હજુ પણ અમુક તહેવારને દહાડે જાનવરો જેવા વેષ સજે છે તે જોતાં તેઓમાં આવી બદી પેદા થાય તે બનવાજોગ છે.

પ્રાચીન ગ્રીકના એક રિવાજનો ઇતિહાસ લખતાં હેરોડીટસ કહે છે કે મેન્દેસની પ્રજા બકરાને પુજતી હતી. અને ત્યાં જાહેરમાં સ્ત્રી અને બકરા વચ્ચેનો સંભોગ પ્રજાને બતાવવાનો રિવાજ હતો. (Herodolus Book II આનો અર્થ એટલોજ કે બકરા અને સ્ત્રી વચ્ચેની સામાન્ય કેલી બકરાની સ્ત્રી તરફની બેદરકારીને લીધે અધુરી રહેતી પણ કોઇવાર એવુંય બનતું કે કોઇ બકરો સ્ત્રી સાથે સમ્પુર્ણ કેલી કરી શકતો. કામશાસ્ત્રના લેખકો તથા રતિ અને કામદેવના પુજકો બકરાને હવસની નિશાની તરિકે લેખે છે! માધ્યમિક યુગમાં રાક્ષસને બકરા જેવો ચીતરવામાં આવતો હતો. યુરોપની ડાકણો મેલી વિદ્યા માટે એકવાર પ્રખ્યાત હતી અને તેમાંની ઘણી મરતી વખતે એકરાર કર્યો છે કે તેઓએ પશુના આકારમાં દૈત્ય સાથે–મોટે ભાગે કુતરા સાથે સંબંધ કર્યો હતો હિંદના પ્રાચીન દેવળો પર પણ મનુષ્યો અને પશુના સંબંધના અનેક ચિત્રો કોતરેલા છે. ઇઓ અને બળદ, તથા લીડા અને હંસની કેલી વિષેની દંતકથાઓ ગ્રીક સાહિત્યમાં પ્રખ્યાત છે યુરોપમાં છેક અઢારમી સદી સુધી ચિતારાઓ આ જાતના ચિત્રો ચિતરવામાં ગર્વ લેતા હતા.

આ જમાનામાં પણ આવા કુદરતી સંભોગના દાખલા દુનિયાના દરેકે દરેક ભાગમાંથી મળી આવે છે. આ ટેવ સામાન્ય રિવાજ જેવી નથી અને પ્રજા એવા બનાવની દરકાર કરતી નથી યુરોપ અને દખ્ખણ હિંદના

ગામડાંની જંગલી પ્રજામાં આવા બનાવ બહુ બને છે. બળવાન, જડ અને અભણ પુરૂષ જે સ્ત્રીને પોતાના જંગલી હવસથી મારી નાખે છે તે સ્ત્રી અને પશુની માદામાં કંઇ ફરકજ જોતો નથી. એક જર્મન ખેડુતે પોતાના ગુન્હાનો એકરાર કરતાં કોર્ટમાં કહ્યું હતું કે "મારી બૈરી ઘણા વખતથી બહારગામ ગઇ હતી ને તેથી હું મારી ભુંડણ પાસે ગયો હતો." તર્કશાસ્ત્ર અને કાયદાના જ્ઞાનથી અજ્ઞાન જડ ખેડુતને આ ખુલાસો વાજબી અને કુદરતી જણાયો હશે! પશુઓ પરનો મોહ હસ્ત મૈથુન તથા એવીજ બીજી વિકૃત ક્રિયા જેવો છે. એક જુવાન કબર ખોદતો હતો તે વખતે તેને જુવાન છોકરીઓના મુરદાં ખોદી કાઢી તેનાથી પોતાના હવસ સંતોષવાની ટેવ પડી હતી. આ જવાનનો એકરાર બેલત્રડ અને મરસીઅરે આ પ્રમાણે નોંધ્યો છે: "મને કોઈ જુવાન છોકરી શરણે થતી ન્હોતી તેથી મેં આમ કર્યું મને જીવતી સ્ત્રી મળી હોત તો વધુ આનંદ આવત. મેં જે કર્યું છે તેથી મને કુદરતી સંતોષ થયો છે. તેથી મને કંઇ નુકશાન થયું નથી ને કોઇને થાય એવો સંભવ નથી. જીવતી સ્ત્રીઓ મને ધિક્કારતી હતી તેથી હું મુએલી તરફ આકર્ષાયો મુરદાંઓ મને ધિક્કારતા નથી. હું મારી માશુકના શબને કહેતો: વ્હાલી હું હું તને ચાહું છું" આ જવાન એક વંઠેલ સ્ત્રીનો તદન નબળા મનનો દીકરો હતો.

ખેડુતો પશુઓ પર મોહી પડે છે તે ઉપલા બનાવ જેવો બનાવ નથી, ચાલુ સહવાસ અને સમાગમથી પશુ પર ખેડુત મોહી પડે છે પશુઓ સાથે તે વસે છે, તેમનું લાલન પાલન કરે છે, તેમની લાગણી સમજે છે અને તેમની સાથે દોસ્તી બાંધે છે વળી તે પશુઓની ક્રીડાથી માહિતગાર હોય છે. પશુઓની ક્રીડા તે વારંવાર જુએ છે અને તેથી તે પશુઓ તરફ જલદી આકર્ષાય છે. ભરવાડોમાં આ બદી સૌથી વધુ હોય છે. ગારેઓ અઢારમી સદીમાં બાસ્કના પાદરીઓની જુબાની પરથી લખે છે કે પીરેનીઝના લગભગ બધા ભરવાડો બકરીઓ અને મેંઢાઓ સાથે વહેવાર રાખે છે, ઇટાલીમાં પણ એમજ છે, દક્ષીણ ઇટાલી અને સીસીલીમાં બકરાં પાળનારાંઓ અને ખેડૂતોમાં આ બદી રીવાજ જેવીજ છે.

આજના સુધરેલા જમાનામાં વિકૃત મનોદશાની સ્ત્રીઓ મોટે ભાગે કુતરાનેજ પસંદ કરે છે કેટલીક સ્ત્રીઓ જાનવરોના ગુહ્ય અંગ સાથે ચાળા કરીને સંતુષ્ટ થાય છે ત્યારે કેટલીકો ખરેખર સંભોગ કરે છે. ફ્રાફ એક ગામડીઅણ છોકરીએ મોટા કુતરા સાથે કરેલી કેલીનો દાખલો આપી કહે છે કે "કોર્ટમાં તપાસ કરતાં તે છોકરીના ગુપ્ત વાળમાંથી કુતરાનો વાળ મળી આવ્યો હતો." આટલા નજીવા પુરાવા પરથી એ છોકરી એ ખરેખર ગુન્હો કર્યો હશે એમ સિદ્ધ થતું નથી. બ્લોક કહે છે કે ચોકસ કુટણખાનામાં વેશ્યાઓ કુતરા સાથેની કેલી પ્રેક્ષકોને વારંવાર બતાવતી હતી. મસ્કાએ ઈતિહાસમાં નોંધ્યું છે કે પેરીસના ચોક્કસ વર્ગને સ્ત્રી અને બુલડોગ વચ્ચેની કેલી બતાવવાનો એકવાર મેળાવડો કરવામાં આવ્યો હતો. રોસે વોશીંગટનની એક જુવાન કુમારિકા કુતરા સાથે કેલી કરવા જતાં તેના નખથી લોહી લુહાણ થઈ ધનુરવાથી મરી જવાનો દાખલો આપે છે સાન ફ્રાન્સીસ્કોમાં આવા તમાશા નજીવી ફી લઈને બતાવવામાં આવતા હતા અને યુરોપમાં એકવાર ગધેડા અને સ્ત્રીના સંબંધનો તમાશો બતાવ્યો હતો Irving Rosse, Virginia medical monthly. October ૧૮૯૨ પાનું ૩૩૨) શીકાગોને ડો. કીરનન કહે છે કે "બધા મોટા શહેરોમાં આવા તમાશા થાય છે. સામાન્ય રીતે ગધેડાને આવા તમાશા માટે પસંદ કરવામાં આવે છે. એક વખતે એક ગધેડાએ આવેશમાં આવીને પોતાના પગ નીચે પોતાની સ્ત્રી સાથીને કચડી મારી નાખી હતી. મીસુરીમાં એક ગામડીયણ ખુબસુરત છોકરીને એક અઠવાડીઆ સુધી ચાલુ લોહી પડવાથી તે ડોકટર પાસે ગઈ હતી. તપાસ કરતાં તેના ગુહ્ય ભાગમાં ત્રણ જખમો જણાયા હતા અને જરા સ્પર્શ થતાં તેમાંથી લોહી વહેતું હતું એ છોકરીએ કબુલ કર્યું હતું કે કુતરાના લિંગ સાથે રમતાં રમતાં તે ઉશ્કેરાઈ ગઈ હતી અને તેથી તેણે સહેજ કેલી કરવાની કોશેષ કરી હતી પણ તે પછી કુતરાએ આવેશમાં આવી પાછલા પગોથી જકડી લીધી હતી અને કલાક સુધી કોશેષ કરવા છતાં તેને છોડી ન્હોતી (મેડીકલ

સ્ટેન્ડર્ડ, જુન ૧૯૦૩ પાનું ૧૮૪) ઇંડીઆનાની એક છોકરીને આવીજ રીતે ખરાબ ઇજા થઇ હતી. તેના ગુહ્યાંગમાં કુતરાનો વીર્યસ્રાવ થયો હતો તેથી તેને પરમા જેવો રોગ થયો હતો પણ એ રોગમાં પરમાના તત્વો ન્હોતા.

મરોલ વાંદરાઓ સાથેના સ્ત્રીઓના સંબંધના દાખલા પણ નોંધી ગયો છે. જાણીતો મુસાફર કાસ્ટેલનોએ એમેઝોનની નજીકમાં એક ઇંડીઅન સ્ત્રી પાસે મોટો કોટી વાંદરો ખરીદવાની માગણી કરી હતી તેના જવાબમાં તે બાઇએ જણાવ્યું હતું: "હું એને વેચી શકતી નથી. એ મારો પતિ છે."

કેટલાક સ્ત્રી પુરૂષો જાનવરો સાથે રતિકેલી કર્યા વિના તેમની ગુહ્યેન્દ્રય સાથે રમત કરવાથીજ સંતોષ પામે છે આયરલેંડના એક પાદરીનો પુત્ર એકરાર કરી ગયો છે કે 'આયલેંડમાં મારૂં ઘર ગામના આર્કડીકનની પડોશમાં હતું મારી ઉમ્મર ૨૦ વર્ષની હતી મને ધર્મનો ભય હતો. આર્કડીકનને બે દીકરીઓ હતી અને બન્ને નીતિ અને પવિત્રતાના આદર્શ નમુના જેવી થાય તેવી રીતે ઉભયને ઉછેરવામાં આવતી હતી, તેમને દુનિયાના વાતાવરણથી અલગ રાખવામાં આવી હતી અને આર્ક ડીકનની ઉભય પર કરડી નજર હતી: અમારા બન્નેના તબેલા પાસે પાસેજ હતા. વચમાં એક પાતળી દીવાલ હતી અને તેમાં બારણું હતું એક રાતે કંઇ ઓજાર જોવાને માટે હું તબેલામાં ગયો ત્યારે સામેના તબેલાનું દ્વાર ઉઘાડવાનો અવાજ આવ્યો મીણબતીનો ઝાંખો પ્રકાશ જણાયો. મને કુતુહલ થવાથી હું વચમાંના બારણા પાસે જઇ જોવા લાગ્યો. બાજુના તબેલામાં આર્કડીકનની મોટી છોકરી હતી. તેણે મારા તરફ કે મેં તેના તરફ કદિ પ્રેમભીની નજર ફેંકી ન્હોતી મારી અજાયબી વચ્ચે તે ઘોડી સાથે રમત કરવા લાગી. મુઠી વાળીને તેણે ઘોડીની ગુહ્યેન્દ્રિયમાં પોતાનો હાથ નાખવા માંડયો અને ઘોડીને પણ જાણે તે પસંદ હોય તેમ તે ઉંચી નીચી થવા લાગી, આર્કડીકનની પુત્રીએ થોડીવારમાં કોણી સુધીનો હાથ અંદર નાખી દીધો અને તે અત્યંત આનંદ

ભોગવતી હોય એમ મને લાગ્યું કમનસીબે મને તેની નકલ કરવાની ટેવ પડી અને હું પણ મારી સાથે એ જાતની રમત કરવા લાગ્યો અને મારા અનુભવ પરથી કહું છું કે એ વખતે મને મૈથુન જેવું સુખ થતું. (હેવલોક એલીસ પાનું, ૮૫)

વિકૃત મનોદશાના સ્ત્રી પુરૂષો અનેક પશુઓને બગાડે છે માટે ભાગે મનુષ્યોના ચાલુ સહવાસમાં આવતાં ગરીબ પશુઓ આવા હવસના ભોગ થાય છે. યુરોપમાં ભુંડણો આ જંગલીઓની નીચતાની વેદી પર હોમાઇ જાય છે. બકરી, ગાય, કુતરી, બીલાડી, સસલી વિગેરેના દાખલાય મળ્યા છે ચીનમાં બતકો, મરઘીઓ અને હંસોથી આ વિકૃત માણસો ક્રીડા કરે છે. રોમન રમણીઓ માટે કહેવાય છે કે તેઓ નાગ–સાપ સાથે કેલી કરતી હતી!

મનુષ્યો આવા પાપ કરે છે તેની બીજી સાબીતી જુદા જુદા દેશોના કાયદાઓમાં આવા કુકર્મ માટે ફરમાવેલી સજાથી મળે છે. યુરોપમાં એકવાર પશુ પર અત્યાચાર કરનાર બદમાસ અને નિર્દોષ પશુ બંનેને બાળી નાખવામાં આવતા હતા. ૧૫ મી અને ૧૬ મી સદીમાં તેમને સળગાવી મૂકવા માટે પાદરીઓ અને પોપો વારંવાર ભાષણ આપતા હતા. ૧૩ મી સદી પહેલા આવા પાપ કરનારાને અમુક મુદત સુધી પ્રાયશ્ચિત કરાવવામાં આવતું હતુ. નવમી દશમી સદીમાં વધુમાં વધુ દશ વર્ષ અને ઓછામાં ઓછા ૧૦૦ દહાડા પ્રાયશ્ચિત કરાવવાનો રિવાજ હતો. હાલમાં દંડની અથવા બે એક મહિનાની સાદી કેદની સજા કરવામાં આવે છે પણ ખરૂં જોતાં આવી બદીના ભોગ થયલા માણસો રોગી હોય છે. તેમને સજા કરવાની નહિ પણ દવા કરવાની જરૂર છે.

# પ્રકરણ ૧૧ મું.

## મનપસંદ બાળક પેદા કરવાની કલા.

આજકાલ સ્ત્રી પુરૂષ પરણ્યા પછી વર્ષો સુધી કેટલીક સ્ત્રીઓ ગર્ભવતી થતી નથી. અને તે માટે સ્ત્રીઓને દુઃખ થાય છે પણ સમાજ આવી સ્ત્રી માટે પોક મૂકતી હતી. અસલના વારામાં સ્ત્રી અક્ષત મટી ક્ષત થતાંજ ગર્ભવતી થઇ જવી જોઇએ એવી પ્રજાની માન્યતા હતી અને જે સ્ત્રી લગ્ન પછી નવમે મહિનેજ બાળકની માતા ન થાય તે વાંઝણી ગણાતી હતી સ્ત્રીના કૌમાર ધર્મનો ભંગ થયો છે કે નહિ તે માટે પ્રાચીન લેખકોએ કેટલાક ચિન્હો નોંધી રાખ્યા છે કેટલાકો નવોઢાનું ગળું પહેલી રાતે દોરાથી માપી લે છે ને બીજી સ્હવારે જો તે દોરો તેના ગળાને ટુંકો પડે તો તે ક્ષત થઇ છે એમ માને છે જો દોરો ટુંકો ન પડે તો તે ક્ષત થઇ નથી અથવા અગાઉ કોઇ જગાએ કાળું કરી આવી છે એમ માનવામાં આવે છે દક્ષીણ ફ્રાન્સમાં આ રિવાજ ચાલુ હતો અને હજુ પણ છે. બીજી કસોટી અવાજની છે; કુમારિકાનો અવાજ વંટડી જેવો મીઠો હોય છે. પ્રથમ રતિકેલી પછી તેનો અવાજ સહેજ ફાટી જાય છે જેઓ વારંવાર રતિકેલી કરે છે તેમનો અવાજ મીઠો રહેતો નથી અને માસ્યલ કહે છે કે જુના જમાનામાં ગવૈયાઓ મજબુત કચ્છ પહેરતા હતા. કેલી પછી સ્ત્રીના અવાજમાં જરૂર ફેરફાર થાય છે. સ્ત્રીના કૌમારનો ભંગ થયો છે કે નહિ તે જાણવાની ત્રીજી રીત એ છે કે જો તેણે રતિ કેલીનો લ્હાવો લીધો હોય તો તેના પસીનાની ગંધ બકરાના જેવી થાય છે. જે બહુ વિલાસી હોય છે તેનું શરીર બકરા જેવુંજ વાસ મારે છે. વેશ્યાઓ, વંઠેલી સ્ત્રીઓ અને નવપરણિતાઓ વારંવાર પુરૂષના સમાગમમાં આવે છે ને તેમના શરીરમાં આવી વાસ જરૂર માલુમ પડે છે શુરીગ કહે છે કે કુમારિકાના ગુહ્ય વાળ સીધા હોય છે જ્યારે પ્રિયતમને મળેલી સ્ત્રીના વાળના ગુંચળા વળી જાય છે કેટલાક ગ્રંથકારોની માન્યતા એવી છે કે વારંવારના સંભોગ પછી સ્ત્રી ગુહ્યવાળો વાંકડીઆ થાય છે એટલે આ પરિક્ષા શકમંદ લાગે છે.

પ્રાચીન લેખકો સ્ત્રી કૌમારભંગની તપાસ માટે મુત્રની ધાર પર વધુ વિશ્વાસ રાખે છે. સયોલન "એગ્નાપોગ્રેફીઆ"માં જણાવે છે કે કુમારિકાના પિશાબની ધાર સામી છુટે છે જ્યારે પતિ પાસે ગયલી સ્ત્રીના મુત્રની ધારા નીચેજ જાય છે. કુમારિકા ઉભી ઉભી દિવાલની સામે પિશાબ કરી શકે છે પણ પરણેલી સ્ત્રી તેમ કરી શકતી નથી. બીજો એક લેખક જણાવે છે કે સ્ત્રી કેસરના ફુલ ખવાડવા અને જો તેને તરત એકી લાગે તો સમજવું કે તે કૌમારભંગ થઇ છે, કેટલાકો કહે છે કે જો મુગ્ધા પુરૂષને જોતાંજ નયન નીચાં ઢાળી દઇ શરમાઇ જાય તો તેને પવિત્ર ગણવી. પણ આ જમાનામાં આ કસોટી ચાલે એમ નથી. ઘણી વંઠેલ સ્ત્રીઓ પણ સ્ત્રી ચરિત્રથી કોઇને મુગ્ધ કરવા માટે શરમાઇ જવાનો દંભ વિજયી રીતે કરી શકે છે.

હવે ગર્ભવતી સ્ત્રીના ચિન્હો જોઇશું. ગર્ભ રહે તે પળથી સ્ત્રીના શરીરના એકે એક ભાગ, એકે એક નસ, અરે લોહીના એકે એક બુંદપર અસર થાય છે જેમ વૃક્ષ ફળે છે ત્યારે તે સુંદર લાગે છે તેમ સુંદર સ્ત્રી ગર્ભવતી થતાં અતિશય મોહક બની જાય છે. નિરોગી સ્ત્રી યોગ્ય પતિથી ગર્ભવતી થઈ હોય તો તેની મોહકતાનો પાર રહેતો નથી. સ્ત્રી ગર્ભવતી થતાં તેની ત્વચા તેજસ્વી થાય છે અને સ્તન કઠીન બને છે ગર્ભ રહે કે તરત તેજસ્વી આંખો અને ચેતનમય ગતિથી સ્ત્રીની દશા પરખાઈ જાય છે જો કે પાછલા મહિનામાં તેનું મ્હોં જરા પડી જાય છે. ગર્ભ રહ્યા પહેલાં જે સ્ત્રીના વાળ ખરી જતા હોય તે પણ ગર્ભ રહ્યા પછી ચમકવાળા થાય છે શરીરની ટેમ્પરેચર વધે છે, વજન વધે છે, પેટમાં ડુંટી આગળની જગા કાળી પડે છે અને કપાળ, ગરદન હાથ અને શરીરપર પણ ફેરફાર થાય છે. ગર્ભ રહેતાં સ્ત્રીના શરીરમાં રકત વધે છે પણ કેટલાકોનો મત એવો છે કે રકત વધવા સાથે તે જરા બગડે પણ છે આ વિષે અનેક મતભેદ છે. પૂરા મહિના થવા આવતાં વધેલું રકત ઘટવા માંડે છે અને પ્રસવ પછી સ્ત્રીનું શરીર અસલ હાલત પ્રાપ્ત કરે છે.

ગર્ભાવસ્થાની પ્રથમ નિશાની ઉલટી છે. સામાન્ય રીતે દરેક

સ્ત્રીને પહેલા મહિનામાં ઉલટી થાય છે. બળવાન સ્ત્રીઓને વધુ ઉલટી થતી નથી. ગામડાંની સ્ત્રીઓને જવલ્લેજ ઉલટી થાય છે, મજુરો, ખેડુતો અને બીજી મજુરી કરનારી જાતોની સ્ત્રીઓમાં આ રોગ ગર્ભાવસ્થામાં જણાતો નથી, જો સ્ત્રી નિરોગી હોય અને દર મહિને નિયમિત રીતે રજોધર્મમાં આવી હોય તો તેને ઉલટીની વેદના થતી નથી. રોગી સ્ત્રી ગર્ભવતી થતાં ઉલટી સાથે કેટલીકોને હીસ્ટીરીઆનો રોગ થાય છે અને એવી સ્ત્રીની તરતાતરત તબીબી તપાસ કરાવવાની તેના પતિની ફરજ છે. માર્ટીનનો મત એવો છે કે ગર્ભ રહેતાં દરેક સ્ત્રીને ઉલટી થવીજ જોઇએ અને પહેલા યા બીજા મહિનામાં ઉલટી ન થાય અથવા તરત બંધ પડી જાય તો ગર્ભસ્થાનને નુકસાન થયું હોવું જોઇએ.

બીજી નિશાની ગર્ભવતી સ્ત્રીને ગમે તે ખાવા પીવાની થતી ઇચ્છા છે સ્ત્રી પોતાને મનગમતી વસ્તુજ ખાયા કરે છે જ્યારે કેટલી ન ખાવાની ચીજ ખાવાને આતુર બને છે. ગર્ભવતી સ્ત્રીઓ માટી, રેતી, કાદવ, ચાક, કોલસા વિગેરે ખાવાને વલખાં મારે છે. કેટલીક સ્ત્રીને પુષ્કળ ખાધ લાગે છે. એક સ્ત્રી ૨૪ કલાકમાં ૧૪૦ મીઠા કેક ખાઇ જવાની ખબર મળી છે. જાતજાતના ખોરાકો અને અખાદ્ય પદાર્થો પણ ગર્ભવતી સ્ત્રી ખાવા માગે છે.

ગર્ભવતી સ્ત્રીના મન અને મગજપર જે જે છાપ પડે છે તેની બાળકપર અસર થયા વિના રહેતી નથી જેને જેવું બાળક જોઇતું હોય તેવીજ જાતની છાપ સ્ત્રીના મનપર પાડવાથી મનપસંદ બાળક અવતરે છે જો સ્ત્રી પુરૂષ નિરોગી હોય અને બન્ને પતિ પત્નીના દીલ એક હોય તો તેઓ ધારે તેવું બાળક જન્માવી શકે છે. જો બાળકને ચિત્રકાર બનાવવા હોય તો તેની માતાને ગર્ભાવસ્થામાં મહાન ચિત્રકારોના અમૂલ ચિત્રો બતાવી કલામાં મસ્તાન કરી દેવી જોઇએ રવીન્દ્રનાથ ટાગોર કે ખબરદાર જેવા કવિપુત્ર ઇચ્છનાર માબાપોએ નવ મહિના કાવ્ય સરિતામાં સ્નાન કરી ભવિષ્યના કવિની શક્તિ ખીલવવી જોઇએ. અભિમન્યુ સુભદ્રાના પેટમાં રહીને છ કોઠા શીખ્યો હતો એનો અર્થ એટલોજ છે કે સુભદ્રાએ પોતાના બાળકને યુદ્ધ વિશારદ બનાવવા માટે ગર્ભાવસ્થા વખતે યુદ્ધ વિદ્યાનો અભ્યાસ કર્યો

હતો. ગાગર ભટની ગપ જેવી લાગતી અભિમન્યુની કથા ગપ નથી પણ વૈજ્ઞાનિક સત્ય છે રામાયણ મહાભારતના યુગમાં જ્યારે પ્રજા બળવાન હતી ત્યારે આપણે લાકડે માંકડા વળગાડતા ન્હોતા પણ સ્ત્રીને જગતની જનની ગણી તેને યોગ્ય કેળવણી આપી કુદરતના નિયમ પ્રમાણેજ તે વખતની પ્રજા સંતતી પેદા કરતી હતી.

ગર્ભવતી સ્ત્રીઓના મનપર પડેલી છાપથી કેવી જાલીમ અસર થાય છે તેના થોડાક દાખલા નીચે રજુ કરીએ છીએઃ–

એક સ્ત્રીના માનીતા સસલાને બીલાડીએ ફાડી ખાધું હતું. સસલાના આગલા પગ બીલાડીએ ચીરી નાખ્યા હતા. આ બનાવ વિષે વારંવાર ચિંતા કરવાથી તેના બાળકના પગોમાં ખામી આવી હતી. એક પગ પર બે અને બીજા પર ત્રણજ આંગળી હતી (લેન્સેટ).

બાળકના જન્મને ત્રણ સાડા ત્રણ મહિનાની વાર હતી એવામાં તેનો બાપ છાપરાપરથી પડી હાથમાં ઈજા પામ્યો આ બનાવની સ્ત્રીના મનપર છાપ પડી બાળક નિરોગી અવતર્યું પણ તેના હાથ પર તેના બાપના જખમ જેવોજ આકાર હતો. (ડબ્લ્યુ. રસેલ)

એક સ્ત્રીને ચાર મહિના થયા હતા દ્વાર ખોલતાં તે કાળો ધોળો કુતરો જોઇ ડરી ગઇ તેનું મન મક્કમ હતું છતાં તેના બાળકની જમણી જાંગપર મોટો કાળો તલ હતો અને તે પર સફેદ બાલ હતા. (વીલીઅમસન.)

એક ખેડુતની સ્ત્રી ઘાસના ખેતરમાં કામ કરતી હતી. તેના ધણીએ તેના તરફ એક નાનું હરણીયું ફેંક્યું જે તેના ગાલ અને ગરદનપર લાગવાથી એ બાઇએ જ્યારે છોકરીને જન્મ આપ્યો ત્યારે તેના ગાલપર હરણના જેવા વાળ ઉગેલા જણાયા હતા. (એ. મેકી)

એક સ્ત્રીના ગર્ભાવસ્થામાં એક ભુંડણના કાપેલા કાન જોયા હતા, ભુંડણને સખત લોહી જતું હતું. આ જોયા પછી તે સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. તેના બન્ને કાનો જાણે કોઇએ જાણી જોઇને કાપી નાખ્યા હોય તેવા હતા. (મેડીકલ વર્લ્ડ. ૧૮૯૪)

ગર્ભવની દશામાં જો સ્ત્રી વંઠેલી સખીઓની સોબતમાં રહી બીભત્સ વાતોમાં રસ લે તો તેનું બાળક જરૂર વંઠેલું નીવડે છે. જેને સંસ્કાર કહે છે તે આનું નામ ! ગર્ભાવસ્થામાં માતા પોતાના બાળક પર જેવા સંસ્કાર પાડે છે તેવાજ સંસ્કાર બાળકપર પડે છે. "મનપસંદ બચ્ચાં પેદા કરવાની કલા" ને નામે કેટલાક બદમાસો ગમે તેવા ઉપાયો બતાવી ભોળા લોકોને ઠગે છે, અલીગઢ, લખનો અને ઝાંસીમાં આવા ઠગારાઓ વધી પડયા છે, તેઓ કાસ્મીરી કોકશાસ્ત્ર, કોક પંડિતનું અસલ કોકશાસ્ત્ર, મનપસંદ બાળક પેદા કરવાની કલા, ચોર્યાસી આસનના ચિત્રો વિગેરે નામે જાહેર ખબર આપી વી. પી. થી જે પુસ્તક મોકલે છે તે તદ્દન નકામા અને ગપ ગોળા જેવા હોય છે એવા પુસ્તકની એક પણ વળી માનનાર માણસ જરૂર ખતા ખાશે. દુનિયામાં જાદુ મંતર જેવી કોઈ વસ્તુ છેજ નહિ હોય તો તે અમે જાણતા નથી અને સામાન્ય માણસ તેનો લાભ લઇ શકે એમ માનવું તે ચોકખી મુર્ખાઇ છે.

અલીગઢના લુચ્ચા માણસોના હાથમાં અમારા બાળપણમાં અમે પણ ફસી પડયા હતા એક બદમાસે "સોનું બનાવવાનો કીમીઓ" સવા રૂપિયામાં વેચવાની જાહેર ખબર આપી હતી. સવા રૂપીઆમાં આ કીમીયો વેચવાની તકલીફ લેવાને બદલે રાજેશ્રી પોતેજ સોનાના મહેલ કેમ ચણાવતા નથી એવા વિચાર કરવાની અક્કલ બાળપણમાં ન્હોતી ! અમે સોનાના ઢગ મેળવવાની આશામાં સવા રૂપીઆનું પાણી કર્યું અને તેમાં શું લખ્યું હતું તે સાંભળો ! એક મરઘી ને મરઘાને પાળવા તેમને ઘઉંના ખોરાકપર ઉછેરવા તેના બચ્ચાંને પણ એવાજ ખોરાકપર ઉછેરવાં અને એ રીતે ૧૦૧ મી પેઢી જ્યારે થશે ત્યારે તે વખતની મરઘી સોનાનાં ઇંડા મૂકશે !

આ તદ્દન સાચી વાત છે અને તે પરથીજ અમે જાહેર પ્રજાને ચેતવણી આપીએ છીએ કે કોકસાસ્ત્રને નામે પણ એવીજ ઠગાઇ થાય છે મનપસંદ બાળક પેદા કરવાનો કીમીઓ તમારાજ હાથમાં છે. તમને જેવા પુત્રપુત્રી જોઇતા હોય તેવીજ છાપ સ્ત્રીના મનપર પાડો અને તમારી આશા મોટે ભાગે સફળ થશે.

# પ્રકરણ ૧૨ મું.

## ગર્ભાવસ્થા.

રતિશાસ્ત્ર વિષે અનેક જાણવાજોગ બીનાઓથી વાંચનારને પરિચિત કર્યા પછી હવે રતિકેલીના મુખ્ય પરિણામનો વિચાર કરીશું. પ્રભુએ જગતને અમર રાખવા માટેજ સ્ત્રી પુરૂષનો સબંધ નક્કી કર્યો છે એટલુંજ નહિ પણ નવી સૃષ્ટિ જન્માવવાની શક્તિ પણ માનવસમાજને બક્ષીસ કરી છે.

રતિકેલી પ્રસંગે સ્ત્રીના ગર્ભાસ્થાનમાં પુરૂષના વીર્યનું એક પણ રજ દાખલ થાય તેજ પળેથી એક નવા જીવનો આરંભ થાય છે એ કણમાંથી ભાવી મુત્સદી, કવિ નવલકથાકાર, વકીલ, બેરીસ્ટર, સંયમી મહાત્મા અથવા લંપટ વિષયી ચોર યા જુગારી જીવ જન્મે છે. ગર્ભ રહ્યા પછી માબાપના જેવા સંસ્કાર બાળકપર પડે છે તેવુંજ બાળક થાય છે તે માટે ગર્ભવતી સ્ત્રીએ અત્યંત સંભાળ રાખવાની જરૂર છે. સુવિચાર અને સુવર્તન ઉપરાંત ગર્ભવતી સ્ત્રીએ ખોરાક પર પણ ખુબ ધ્યાન આપવું જરૂરી છે. આ સમયે તે જે ખોરાક લે છે તેમાંથી તેનું લોહી થાય છે એટલુંજ નહિ પણ તેમાંથી તેના બાળકનું શરીર પણ બંધાય છે. સ્ત્રી ગર્ભાવસ્થામાં જે ખોરાક લે છે તેમાંથી થતું રકત તેના બાળકના શરીરમાં પણ જાય છે તેથી સ્ત્રી આ સમયે જેવા વિચાર કરે છે તેની આબાદ છાપ તેના ગર્ભ પર પડે છે. ગર્ભ રહે તેજ પળથી બાળકનું ચારિત્રય ઘડાવા માંડે છે એટલે જો સ્ત્રી ગર્ભાવસ્થા વખતે જેવું બાળક પેદા કરવાનો વિચાર કરશે તેવું બાળકને જરૂર પેદા કરી શકશે.

ગર્ભવતી સ્ત્રી માટે ઉત્તમ ખોરાક તાજાં ફળો અને તાજી વનસ્પતિ ગણાય છે. સપરજન, દ્રાક્ષ, પીચ વીગેરે ફળો છાલ સાથે ખાઇ જવાથી વધુ ફાયદો થશે. ઉમદા બાળકનું લોહી જેમ બને તેમ શુદ્ધ રહે તે માટે આ સમયે રાંધેલું અનાજ જેમ બને તેમ ઓછું ખાવું યોગ્ય છે. ચ્હા, કાફી, ખાટાખારા અને ભારી ખોરાકો

નુકસાનકારક છે. પાણી સિવાય ગર્ભવતી સ્ત્રીએ બીજું કોઇપણ પીણું પીવું યોગ્ય નથી. આવો સાદો ખોરાક ખાઇ સ્ત્રી જેવો વિચાર કરશે તેવા વિચારના બાળકની માતા થઇ શકશે. ભારી ખોરાક ખાવાથી યા ગમે તે ચીજ હોજરામાં નાખવાથી તરત સ્ત્રીને અપચો થશે અને એ રોગ બાળકને પણ વારસામાં મળશે. ક્ષય, પાગલપણું, ગરમીના રોગો વિગેરે જેમ બાળકોને વારસામાં મળે છે તેમ ગર્ભવતી સ્ત્રીને ગર્ભાવસ્થામાં થતા રોગોની પણ ગર્ભમાંના બાળકપર અસર છે.

સ્વચ્છ અને સાદા ખોરાક પછી બીજી જરૂર સ્વચ્છ હવા ઉજાશની છે. ગર્ભવતી સ્ત્રીએ જેમ બને તેમ વધારે હવા ઉજાસમાં રહેવાની જરૂર છે. ખાસ કરી નિદ્રાવસ્થામાં તેને સ્વચ્છ હવાનો લાભ આપવોજ જોઇએ. દિવસે બારીએ પરદા ટાંગીને સૂર્યકિરણોને ઓરડામાં આવતાં અટકવવાની લેશમાત્ર કોશેષ કરવી હાનિકારક છે સૂર્યકિરણો ચેતનમય છે અને તેની ગર્ભવતી સ્ત્રીપર સુંદર અસર થાય છે. સૂર્યકિરણથી ફળફૂલાદિ ઉગે છે. ખુલ્લા બગીચામાં ઉગતાં છોડોના પાંદડા ફુલો સુંદર હોય છે જ્યારે અંધકારમાં ઉગેલા છોડવાઓના પાંદડા પીળા પડી ગયલા હોય છે! આજ નિયમ માનવજાતિને લાગુ પડે છે. પ્રકાશમાં જન્મેલું બાળક આનંદી, નિરોગી અને પવિત્ર થાય છે જેની માતા અંધારામાં રહી હોય તે ઘણે ભાગે ખામીવાળા થાય છે, શારીરીક ખોડો, ખરાબ દાંત, ફીક્કું વદન, નબળા અવયવો, નબળી પાચનશકિત વિગેરે અંધારા ઓરડામાંની સુવાવડના ખરાબ પરિણામો છે!

ગર્ભવતી સ્ત્રીએ નવે નવ મહિના રોજ સ્નાન કરવુંજ જોઇએ. સ્નાન કરવાનો ઉત્તમ સમય સ્હવારે ૧૧ થી ૧૨ નો છે કે જ્યારે શરીર વધારે ચેતનમય હોય છે. સ્નાન કર્યા પછી શરીર લુંછી સ્ત્રીએ પોતાના નગ્ન શરીરપર બે ચાર મિનિટ સૂર્ય કિરણો પડવા દેવા જોઇએ અને તે સમયે લાંબા શ્વાસ લઇ સ્વચ્છ હવાનો સ્વાદ ચાખવો જોઇએ. તે પછી ઢીલા વસ્ત્રો પહેરી અરધા કલાક આરામ

લેવાની જરૂર છે. ગર્ભવતી સ્ત્રીએ પૂરેપૂરી આઠ કલાકની નિદ્રા લેવાનું કદિ ભૂલવું નહિ. નિયમિત ઉઠવાની તથા નિયમિત બિછાને જવાની ટેવ પાડવાની આ સમયે અત્યંત જરૂર છે.

બાળકની શારિરિક શકિત ખીલવવા માટે પહેલાં ચાર મહિનામાં ઉપલી બીનાઓપર વધારે ધ્યાન આપવું જોઇએ. પાંચમા મહિનાથી ગર્ભની મગજશકતી ખીલવા માંડે છે એટલે પાંચમાં મહિનાથી શારિરિક આરોગ્ય માટે જોઇતી સંભાળ રાખવા ઉપરાંત બાળકના મનપર સારા સંસ્કાર પાડવાની ક્રિયા શરૂ કરવી જોઇએ. પહેલા ચાર મહિના પર સ્ત્રીના મગજ પર બોજો નાખવાની ખાસ જરૂર નથી. પહેલા ચાર મહિનામાં દરરોજ સ્હવારે થોડેક દુર ફરવા જવાની કસરત કરવાથી અને ફરતી વખતે આનંદી વિચારો કરવાથી ગર્ભવતી સ્ત્રી પર ઘણીજ સારી અસર થશે.

"ગર્ભવતી સ્ત્રી સાથે સંભોગ કરવો કે નહિ તે વિષે વૈદો અને હકીમોમાં અનેક મતભેદ છે. સ્ત્રીની શારિરિક અને માનસિક દશા પર પણ ઘણો આધાર રહે છે છતાં સામાન્ય રીતે પ્રથમના ત્રણ મહિના સૂધી પતિપત્ની સંસારનો લ્હાવો લે તેમાં કંઇ વાંધો નથી. આ નાજુક પ્રસંગે પુરૂષે સ્ત્રીનીજ મરજીને આધિન થવાનું છે. જેમ ગર્ભવતી સ્ત્રીને થતી દરેક ઇચ્છા પુરી કરવાનો આપણામાં રિવાજ છે તેમ તેને જે વખતે કેલીની ઇચ્છા થાય તે વખતે તેના શરીરપર ભાર ન પડે એવી રીતે સંતોષવામાં કંઇ વાંધો નથી. કેટલીક સ્ત્રીઓને ગર્ભાવસ્થામાં ઘણી ઉત્તેજના થાય છે જ્યારે કેટલીકો એ વખતે મંદ થઇ જાય છે. દરેક પુરૂષે આ દશામાં પોતાની પ્રિયતમાની મરજીને વશ થવાની જરૂર છે. સ્ત્રીની મરજી વિના ગર્ભાવસ્થામાં તેના પર બલાત્કાર કરવાનું પરિણામ ખરાબ આવે છે તેમ સ્ત્રીની મરજી થવા છતાં તેની દયા ખાઇને તેને અસંતુષ્ટ રાખવી વાજબી નથી."

ઉપલો મત ડોકટર મેરી સ્ટોપસનો છે પણ તે સાથે અમે સંમત થતા નથી. ગર્ભવતી દશામાં કોઇપણ દમ્પતિએ સંભોગ કરવો ન જોઇએ.

પશુઓ ગર્ભાવસ્થામાં કેલી કરતા નથી. જંગલી જાતિના સ્ત્રી પુરૂષો પણ ગર્ભાવસ્થાના સમયને પવિત્ર ગણી એક બીજાથી અલગ રહે છે. એ પ્રભુનો કાયદો છે. એ કુદરતનું ફરમાન છે. ઓ માબાપો! ગર્ભાવસ્થામાં કેલી કરી તમારા ભાવી બાળક પર ખરાબ છાપ ન પાડતા! ગર્ભવતી સ્ત્રી સાથે વિષય ભોગવનાર પુરૂષ પશુ-થીય બદતર છે! કોઇપણ જાનવર આ પવિત્ર કાનુનનો ભંગ કરતું નથી. ફકત વિષયી, દારૂડીઆ અને અનાચારી સ્વચ્છંદી પુરૂષોજ એમ કરે છે! એવા પાપથી પ્રભુ સર્વને બચાવો!

પાંચમા મહિના પછી ગર્ભની માનસિક શકિત ખીલવા માંડે છે એટલે એ સમયથી તમને જેવું બાળક જોઇતું હોય તેવા ગર્ભ પર સંસ્કાર પાડવાની જરૂર છે. જો કોઇ સ્ત્રીને પોતાનું બાળક સંગીતવેત્તા બનાવવું હોય તો તે માટે તેણે સંગીતની ઉસ્તાદ થવાની જરૂર નથી. એ માટે પ્રબળ શકિતજ બસ છે. જેવું આવડતું હોય તેવા સંગીતમાં મસ્ત રહેવું અને પોતાનું બાળક સંગીતનું ઉસ્તાદજ થાય એવી સતત ભાવના રાખવાથી જરૂર બાળક સંગીત વિશારદ થશે. પુરૂષે પણ એ કાર્યમાં મદદ કરવાની પોતાની ફરજ સમજવાની છે. પતિપત્નીએ સાથે મળી પોતાને કઇ જાતનું બાળક જોઇએ છે તેનો નિર્ણય કરવો અને તે પછી એવા બાળક માટે અનુકુળ વાતાવરણ પેદા કરવાથી દરેક દમ્પતિ મનપસંદ બાળક મેળવી શકશે.

જે દમ્પતિને આ શાસ્ત્રનું ભાન હોતું નથી ત્યાં સામાન્ય રીતે લગ્ન પછી તરતજ ગર્ભ રહી જાય છે અને નવ મહિના કે વર્ષ પછી બાળક અવતરે છે. પણ જો ઉભય શાણા હોય તો બન્ને સ્ત્રી અઢાર ઓગણીસ વરષની થાય ત્યાં સૂધી તેના પર માતૃપદનો ભાર લાદતા નથી. આપણા દેશમાં મોટે ભાગે નાની ઉમ્મરનાં સ્ત્રી પુરૂષો પરણે છે અને સુધરેલી ગણાતી કોમોમાં પણ અઢારવીશ વરસનાં સ્ત્રી પુરૂષો કુંવારાં રહેતાં નથી. જુવાનીના આરંભમાં સંતતી પેદા કરવા કરતાં થોડા વર્ષ સુધી ઉભય એક બીજાના પ્રેમમાં મસ્ત રહે તેમાંજ સાર છે. એક તો

જુવાનીના આરંભમાં થતાં બાળકો તંદુરસ્ત અને બળવાન થતાં નથી. બીજું પરણ્યા પછી બે ત્રણ વર્ષ સુધી (ઓછામાં ઓછું એક વર્ષ) બન્ને પતિપત્ની ગાંડાં ઘેલાં થઇ જાય છે. તેઓ ગાંડી ઘેલી વાતો કરે છે અને તેમનું વર્તન પણ ગાંડા ઘેલાં જેવુંજ હોય છે, અચાનક તદન નવીજ જાતનો આનંદ લુંટવાના તાનમાં બન્ને મગજનું સમતોલપણું ગુમાવી દે છે અને તેથી ઘણા યુગલોના "પ્રિન્સ ઓફ વેલ્સ" ચક્કર જેવા થાય છે! જેઓ જુવાનીના આરંભમાં પરણ્યા હોય અને જડ અભણ હવસને શરણે થઈ ગયા હોય તેમનાં પાટવી કુંવર કે કુંવરી ને જોવાથી આ વાતની ખાત્રી થશે.

સંતતી પેદા કરવામાં ઢીલ કરવાનાં અનેક કારણો છે. બાળકને વ્હાલ અને ડહાપણથી ઉછેરવાની પહેલી જરૂર છે. બાળક નિરોગી જન્મે તે માટે ગર્ભાવસ્થામાં તેની માતા તદન સુખી, હસમુખી અને ચિંતાથી મુક્ત રહેવી જોઇએ. નવી પરણેલી નવોઢા તુરતાતરત બાળકને જન્મ આપવાને લાયક થઇ જતી નથી. તે નવા સંજોગને અનુકુળ થઇ જાય તે માટે થોડા વર્ષના વિલંબની જરૂર છે. એમ કરવાથી પતિપત્નીને પણ લાભ થાય છે. બન્ને એક બીજાના સ્વભાવને પીછાની એક બીજાને અનુકુળ થઇ જાય અને મધુર વાતાવરણમાંજ બાળક જન્મે તે વધારે ઇચ્છવા યોગ્ય છે. આમ હોવા છતાં જો નાની વયમાં સ્ત્રી માતા બની જાય તો તેનાથી પુરૂષે ઘણો વખત અલગ રહેવાની જરૂર છે. એક બાળક થયા પછી બીજું બાળક જલદી થવાથી પહેલા બાળકને જરૂરી ધાવણ મળતું નથી એટલુંજ નહિ પણ સ્ત્રીના સૌન્દર્ય અને આરોગ્યપર પણ એક પછી એક આવતી સુવાવડની ખરાબ અસર થાય છે અને પચીસ વર્ષની ભરજુવાનીમાં પાંચ છ બાળકની મા થયલી સ્ત્રીઓ કમ્મરથી વાંકી વળી ગયલી, સફેદ બાલવાળી અને કરચલીવાળા મ્હોવાળી બની જઈ અકાળે વૃદ્ધ થઇ જાય છે.

# પ્રકરણ ૧૩ મું.

## "વાંઝીઆ મ્હેણું" શી રીતે ટાળવું ?

કેટલાંક દમ્પતિ લગ્ન પછી વર્ષો વહી જવા છતાં બાળકનું મ્હોં જોઇ શકતા નથી. પુખ્ત વય થયા પછી એક બે વર્ષમાં જો સ્ત્રીને બાળક ન થાય તો આપણે તે બિચારીને "વાંઝણી" ગણી લઇએ છીએ અને કેટલીક નાતોમાં તો આવી "વાંઝણી" સ્ત્રી પર બીજી અને તેનેય બચ્ચાં ન થાય તો ત્રીજી પરણવાનો રિવાજ છે. આવા મુર્ખાઓ પુરૂષ જનનશકિત ધરાવે છે કે નહિ તેનો વિચાર સુદ્ધાં કરતા નથી. અનેક નિરોગી, સુંદર અને માતા થવાને લાયક સ્ત્રીઓ પોતાના પતિની અશકિતને લીધે વાંઝીયણ ગણાય છે અને તેમના બ્યંડળ જેવા પતિઓ એક પર બીજી પરણીને નિર્દોષ સ્ત્રીઓના જીવન ધુળમાં મેળવે છે.

પણ કેટલાંક એવાંય દમ્પતિ હોય છે કે જેઓ બાળક ઉત્પન્ન કરવાને સમ્પુર્ણ લાયક હોય છે અને છતાં "વાંઝીઆ મ્હેણું" સહન કરે છે. સ્ત્રી પુરૂષના શરીરની રચના વિષે ઘોર અજ્ઞાન હોવાનું આ પરિણામ છે. શરીરની રચનામાં કંઇક એવી નજીવી વિકૃતી થઇ ગઈ હોય છે કે જે સહેલાઇથી સુધારી શકાય છે પણ અજ્ઞાનને લીધે યોગ્ય પગલાં લેવાતાં નથી તેથી સ્ત્રી માતા થવાને લાયક હોય છતાં કમનસિબે વાંઝણીજ રહે છે. ગરીબો અને મધ્યમ વર્ગમાં મોટે ભાગે બાળકોનો દુકાળ હોતો નથી. ખાસ કરીને શારિરિક મહેનત કરનાર કોઇકજ દમ્પતિ વાંઝીયું રહે છે. મોટે ભાગે શ્રીમંતો અને મગજ મારી કરનાર દમ્પતિને ત્યાં પારણાં ઝુલતાં નથી અને કેટલાકો બાળકની આશામાં ને આશામાં નિરાશામય અને શોકમય જીવન ગાળે છે. કેટલાંક સ્ત્રી પુરૂષોએ ડોકટરી તપાસ પણ કરાવી હોય છે અને બંન્નેમાં વૈદક નજરે કંઇ પણ ખામી હોતી નથી છતાં તેમને ત્યાં બાળક થતાં નથી. આમ થવાનું કારણ શું ?

કેટલીક સ્ત્રીઓને ગુહ્ય ભાગમાંથી ખટાશ (એસીડ) વાળો પ્રવાહી રસ ઝરે છે. આ રસઝરણની સ્ત્રીને ખબર પણ હોતી નથી તેમ

તેનાથી તેને કંઇ નુકશાન થતું નથી છતાં આ ખટાશવાળો પદાર્થ સર્જનશકિતવાળા રજકણોને નકામા બનાવી દે છે અને તેથી ગર્ભ રહી શકતો નથી. આવી સ્ત્રીઓએ સંભોગની થોડીવાર પહેલાં સોડીઅમ કારબોનેટ જેવા નરમ સોલ્યુશનથી સ્ત્રીલિંગ સ્વચ્છ કરવાની જરૂર છે. કેટલીક સ્ત્રીઓના ગુહ્ય દ્વાર આગળ ચીકાશવાળો પદાર્થ મોટા પ્રમાણમાં હોય તો તેના ગર્ભસ્થાનમાં વીર્યકણ દાખલ ન થવાના બનાવો પણ સંભવિત છે. આવી સ્ત્રીઓને પુરૂષે સંપૂર્ણ સંતોષ આપવાની જરૂર છે અને વીર્યસ્રાવ થતી વખતે અથવા તે પછી સ્ત્રીને રજસ્રાવ થાય તોજ આવી સ્ત્રીને ગર્ભ રહે છે. વારંવાર એમ કહેવામાં આવે છે કે ગર્ભ રહેવા માટે સ્ત્રીને રજસ્રાવ થવાની ખાસ જરૂર નથી કારણ કે અનેક સ્ત્રીઓ રતિ કેલીથી અસંતુષ્ટ રહેવા છતાં અનેક બાળકોની માતા થઇ છે. આ વાત ખરી છે પણ આવી વાત કરનાર ભૂલી જાય છે કે સ્ત્રીઓ અનેક પ્રકારની હોય છે. પહોળા ગુહ્ય દ્વાર અને ઓછા રસપ્રવાહવાળી સ્ત્રી ફલદ્રુપ હોય છે. તે રતિકેલીથી સંતુષ્ટ ન થાય તો પણ તેના ગર્ભદ્વારમાં વીર્ય કણો દાખલ થઇ શકે છે અને આવી સ્ત્રીઓ દર વર્ષે બાળક જણી શકે તે સંભવિત છે. પણ નાજુક, ભાવનામય અને આવેશમય સ્ત્રી રતિકેલીને અંતે રજસ્રાવ અનુભવે તોજ ગર્ભવતી થાય છે.

સ્ત્રી શરીરની રચનાની ખામીને લીધે ગર્ભ ન રહેવાનું ત્રીજું કારણ એ હોય છે કે કેટલીક સ્ત્રીનું ગર્ભદ્વાર એવી રીતનું હોય છે કે ગુહ્યદ્વારમાંથી પ્રવેશ થતું વીર્ય તેમાં જવાને બદલે નકામું જાય છે. આવી સ્ત્રીએ કેલી પૂરી થયા પછી થોડીવાર સૂધી નીચું મ્હો રાખી ઉંધા સૂઇ રહેવાની ડોકટરો સલાહ આપે છે.

લગભગ બધી જુવાન સ્ત્રીઓમાં ઓછી વધતી સર્જન શકિત હોય છે. કેટલીક સ્ત્રીઓને ગમે તે દિવસે ગર્ભ રહી જાય છે જ્યારે કેટલીકોને રતિકેલીની ઇચ્છા થવાના કુદરતી સમયેજ રહે છે. આથી જે દમ્પતિને વર્ષો થયાં બાળક થયું ન હોય તેમણે જે

દિને ગર્ભ રહેવાનો વધુ સંભવ હોય તેજ દિવસ કેલી પ્રસંગ માટે પસંદ કરવો યોગ્ય છે. મોટે ભાગે રજસ્વલા થયા પછી એક બે દિવસ પછી યા મહિનો પુરો થવાને આગલે દિને ઉભય એક બીજાના પ્રેમમાં મસ્તાન થઇ એક થઈ જશે તો ઘણા દમ્પતિની આશા ફલિભૂત થવા પામશે.

બીજા હાથપર એ ભૂલી જવાનું નથી કે માબાપ થવાની લાલસાની જ્ઞાન તંતુઓપર ઘણી અસર થાય છે. બાળક પેદા કરવાની અતિ તીવ્ર ઇચ્છાથી દમ્પતિ વારંવાર કેલી કરવાને લલચાય છે ને તેનું પરિણામ માઠું આવે છે. કારણ કે ગર્ભ રહેવા માટે વીર્ય અને રજના મીશ્રણુનીજ જરૂર નથી પણ એ મીશ્રણ ગર્ભસ્થાનમાં દાખલ થાય તે જરૂરી છે. વારંવાર રતિ કેલી કરવાથી જે અસામાન્ય આવેશ પેદા થાય છે તેથી રજ અને વીર્યનું મીશ્રણ ગર્ભદ્વારમાં જતું અટકવાનો સંભવ છે. નાટક સીનેમા અને બીજી મોજશોખોમાં પડેલી શહેરની રમણીઓમાં વારંવારની રતિકેલીથી રજ અને વીર્યનું મીશ્રણ થતું હશે પણ તેમના આવેશમય સ્વભાવને લીધે એ કિમતી મિશ્રણ ઓળે જાય છે. આથી જે સ્ત્રીઓ ગર્ભવતી થવા માગતી હોય તેમણે પૂરતી ઉંઘ લઇ શાંત રહેવાની, સ્વચ્છ હવાથી શરીરને પ્રફુલ્લ અને નિરોગી રાખવાની તથા તાજું માખણ ખાઈ ચેતન શક્તિ વધારવાની જરૂર છે.

કેટલાકોને આ વાત પુરાણીના ગપ્પાં જેવી લાગશે પણ ડૉ૦ મેરી સ્ટોપ્સ અંગત અનુભવને આધારે જણાવે છે કે ચાર પાંચ દંપતિ તેને એવા મળ્યા હતા કે જેને રતિ કેલીની ક્રિયા વખતે પુલ્લિંગ સ્ત્રીલિંગમાં દાખલ કરવાની જરૂરનું ભાનજ ન હતું. આવા અજ્ઞાન દમ્પતિ વાંઝીઆ રહે તેમાં નવાઇ નથી. વાંઝીયાપણાનું બીજું કારણ પ્રતિકુળ આસન છે. એકબીજાને અનુકુળ થવાની દમ્પતિની ફરજ વિષે અગાઉ અમે જણાવી ગયા છીએ કે ઉભયને આનંદ થાય એવા આસનથી કેલી કરવાથીજ કુદરતના આ દૈવી આનંદના સઘળા લ્હાવા મેળવી શકાય છે. જંગલી પુરૂષની ક્રૂર લહેજતને માટે સ્ત્રીને ગમે તે રીતે સતાવવી તે મોટામાં મોટું પાપ છે.

વાંઝીયણુ સ્ત્રી ધ્રુજતી ધ્રુજતી, બ્હીતી બ્હીતી પોતાને શા માટે બાળક થતાં નથી તેની તપાસ કરવા માટે ડોકટરો પાસે જાય છે તે વખતે ઉપલી સાદી બીનાઓજ ડાકટરો ધ્યાનમાં લેતા નથી. આ સૂચનાઓ સામાન્ય રીતે નિરોગી અને ખામી રહિત સ્ત્રી પુરૂષો માટે છે. ગંભીર ખામીવાળા સ્ત્રી અને પુરૂષ બન્નેએ (એકલી સ્ત્રીએજ નહિ) વૈદક સલાહ લેવાની જરૂર છે.

આપણા દેશમાં મોટે ભાગે હજુ પણ એમજ મનાય છે કે જો કોઈ દમ્પતિને બાળક ન થાય તો તેમાં સ્ત્રીનોજ વાંક છે. આ વાત ધિક્કારપાત્ર છે. મોટે ભાગે હાલના ધાંધલીયા અને વિલાસી જમાનામાં પુરૂષો નબળા અને રોગી થઇ ગયા છે. શહેરમાં વસનારા પુરૂષોના મોટા ભાગની સર્જન શકિત ઓછી થઇ જાય છે કેમકે શહેરી જીવનમાં તેઓ પોતાની શકિતનો બહુ બુરો ઉપયોગ કરે છે. ઘણાખરા પુરૂષો પોતાની સ્ત્રીનો ચારપાંચ મહિનાનો વિયોગ પણ સહી શકતા નથી. સ્ત્રીની ગેરહાજરીમાં તેઓ વાસનાને વશ થઇને વેશ્યાગામી થાય છે અને તેમ કરી પોતાની શકિત ગુમાવવા સાથે રોગનો વારસો લઇ આવે છે. વળી કેટલાક મોટી ફાંદવાળા શ્રીમંતો પૈસાના જોરપર રૂપરૂપની પરી લઈ આવે છે પણ તેઓ લગભગ નપુંષક જેવા હોવાને લીધે તેમને ત્યાં બાળક થતા નથી અને પરિણામે બિચરી સ્ત્રી નકામી વગોવાય છે.

ગર્ભવતી સ્ત્રીનો ધણી દર પળે પોતાના વર્તનથી ભાવી બાળકના ચારિત્રયપર ગંભીર અસર કરે છે પણ તેની અગત્યતા પિછાણવાની આપણે દરકાર કરતા નથી. ગર્ભવતી સ્ત્રીના વિચારો પણ બાળકપર ગાઢ અસર કરે છે અને તેથી સ્ત્રી અને પુરૂષે ગર્ભાવસ્થા દરમિયાન પોતાને જે જાતનું બાળક જોઇતું હોય તેવાજ પ્રકારનું વાતાવરણ પેદા કરવાની દરકાર રાખવી ઘટે છે.

કેટલાકો એમ ધારે છે કે પરણ્યા પછી સ્ત્રી અને પુરૂષે જેટલાં બને તેટલાં બાળક પેદા કરવા અને વસ્તીના વધારાપર જરાપણ અંકૂશ ન મુકવો. આપણા ગરીબ દેશમાં તો એવી માન્યતા છે કે ઘરમાં રોટલાના વાખા હોય છતાં જો કોઇની સ્ત્રી દર વરસે જણતી હોય તો તે માણસ "લીલી વાડીવાળો" ભાગ્યશાળી ગણાય છે. આવી માન્યતાવાળા માણસોને પોતાની ગંભીર જવાબદારીનું ભાન હોતું નથી. દમ્પતિની ફરજ બાળક પેદા કરી બેસી રહેવાની નથી

પણ તેને ઉપયોગી નાગરિક બનાવવાની છે. જેમની પાસે ખાવાને પૂરતું અનાજ ન હોય, પહેરવાને વસ્ત્રો ન હોય તેઓ આ જમાનામાં પોતાના બાળકોને મોંઘી કેળવણી શી રીતે આપી શકે? ગરીબોના બાળકો મોટે ભાગે ગરીબજ રહે છે તેનું કારણ એ છે કે તેમને પોતાની શકિત ખીલવવાની તકજ મળતી નથી અને તેથી ગરીબ દમ્પતિઓએ જેમ બને તેમ પ્રજોત્પતિ પર અંકુશ મૂકવાની જરૂર છે. કેટલાક નીતિવાદીઓ કહે છે કે રતિકેલીનું સ્વાભાવિક પરિણામ આવવા ન દેવું તે કુદરતનો ગુન્હો કરવા સમાન છે. પ્રજોત્પતિ પર અંકુશ મુકવાની ક્રિયામાં તેઓ પાપ માને છે પણ એ લોકો બિચારા ભૂલી જાય છે કે બ્રહ્મચારીઓ અને પરણેલા સ્ત્રી પુરૂષો બધાય લાખો સર્જક વીર્ય કણોનો ચાલુ નાશ થવા દે છે. જેઓ બ્રહ્મચારી રહે છે અથવા મોટી ઉમ્મરે પરણે છે તેનું વીર્ય સ્વપ્નામાં યા બીજી રીતે નષ્ટ થાય છે. એક જુઠી માન્યતાને ખાતર એક પછી એક ચાલુ બાળક પેદા કરવાના રિવાજથી સમાજની પાયમાલી થઇ જાય છે કેમકે દર વર્ષે સુવાવડી થનારી સ્ત્રી પણ અકાળે ઘરડી થઇ અકાળે મરી જાય છે એટલુંજ નહિ પણ તેના બાળકો પણ ઉત્તરોત્તર નબળાં થતાં જાય છે. ડા. પ્લોટઝે કરેલી તપાસ પરથી જણાય છે કે પહેલીવારના હજાર બાળકોમાંથી ૨૨૦ મરણ પામે છે, સાતમીવારના ૩૩૦ મરી જાય જ્યારે બારમીવારના હજાર બાળકોમાંથી ૫૯૭ મરણ પામે છે. મુંબઇ શહેરમાં દર હજાર બાળકોમાંથી ૬૬૬ મરણ પામે છે અને જે દેશમાં બાળમરણ પ્રમાણ આટલું બધું ભયંકર હોય ત્યાં પુરૂષોએ સ્ત્રીઓ પર ચાલુ માતૃપદનો બોજો નાખવો તે જાણી જોઇને દેશનો નાશ કરવા સમાન છે.

કેટલાક દોઢ ડાહ્યાઓ પ્રજોત્પત્તિ અટકાવવાની વાત સાંભળતાંજ ભડકી મરે છે પણ તેઓ છુપાં પાપ લઈ ચલાવતાં શરમાતા નથી. આ દેશમાં અનેક વિધવાઓ ગર્ભવતી થઇ છુપાં પાપ કરી આવે છે. અનેક પરણેલી સ્ત્રીઓ ચાલુ સુવાવડથી આંકડી વિગેરે રોગોનો ભોગ થઇ મરણ પામે છે અને છતાં આ દોઢ ડાહ્યાઓ કોકશાસ્ત્રનું નામ સાંભળતાંજ નાકના નસકોરાં ચઢાવે છે. આવા દમ્ભીઓએ આ નિબંધપર નજર શુદ્ધાં ન નાખવી.

હોલેંડની પ્રજા સ્ત્રી પુરૂષનો ધર્મ સૌથી સારી પેઠે સમજે છે અને બાળકોનું જતન કરવામાં એ દેશ સૌથી મોખરે આવે છે. પરિણામ ત્યાં લોકોનું આયુષ્ય વધ્યું છે, પ્રજા શકિતવાન અને નિરોગી બની છે અને વસ્તી ઘટવાને બદલે કુદરતી રીતે વધી છે. બીજા હાથ પર અમેરીકામાં સાયંટીફીક રીતે બાળકોનો જન્મ અટકાવનારૂં સાહિત્ય ફેલાવવાની મનાઇ છે. તેથી ત્યાં ગર્ભપાતોના ગુન્હા વધી ગયા છે. હવે આ મના દુર થઈ છે. આપણે ત્યાં ઘણી જુવાન વિધવાઓ કુદરતના નિયમને આધીન થઈ છુપો પ્રેમ કરે છે. એ બિચારીઓને ગર્ભપાત જેવું પાપ કરવાની ફરજ પડે અને અંતે તે જેલમાં જાય તેના કરતાં સંસારનું સુખ ભોગવવા છતાં બાળક ન જન્મે એવું જ્ઞાન તેમને આપવામાં આવે તો "કચરાપટીની ગલીમાંથી બાળકોની લાશ" મળી આવવાના ભયંકર બનાવો એની મેળે ઓછા થઇ જાય. વળી ગરીબ અને પરણેલી સ્ત્રી પણ સંસારનો લ્હાવો લેવા છતાં નકામી વસ્તી વધારીને વધુ ગરીબ ન થાય તે માટે પ્રજોત્પતિ અટકાવવાનું જ્ઞાન જરૂરી છે.

યોગ્ય વૈદક ઉપાયોથી રહેલા ગર્ભનો નાશ થાય છે પણ એમ કરીને એક જીવ હસ્તીમાં આવ્યા પછી તેને મારી નાખવો એ વિચારજ ઘાતકી છે. તેને બદલે ગર્ભ રહેજ નહિ એવા ઉપાયો લેવા યોગ્ય છે અને વૈદક વિદ્યાએ એવા અનેક ઉપાયો શોધી કાઢયા છે જેનો યુરોપ અને અમેરીકામાં છુટથી ઉપયોગ થાય છે. કેટલાકો ગર્ભદ્વારમાં વીર્યનો પ્રવેશજ ન થાય તે માટે "ફ્રેંચ લેધર" નામની રબરની કોથળી વાપરે છે. ગર્ભ રહ્યો હોય તો તે એકજ વીર્ય કણથી રહે છે. બીજા લાખો કણોનો કુદરતી રીતેજ નાશ થાય છે. વળી ગર્ભ રહ્યા પછી જેટલીવાર કેલી કરવામાં આવે તેટલીવાર પુરૂષનું બધુ વીર્ય નકામુંજ જાય છે એટલે જેમને ગરીબીને લીધે બાળકો ન જોઇતા હોય તેઓ શરૂઆતથીજ યોગ્ય ઉપાયો લઇ વીર્યનો નાશ કરે તેમાં કંઇ પાપ નથી. ક્વીનાઇનના સોલ્યુશનથી અને બીજી અનેક રીતે વીર્યનો નાશ થાય છે પણ આ વિષે કેટલાક ઉંટ વૈદોએ એવી એવી હાનીકારક રીતો બતાવી છે કે આ વિષે વૈદક અને વૈજ્ઞાનીક નજરે સંભાળભર્યો વિચાર કરવાની જરૂર છે. સ્ત્રી અથવા પુરૂષને કંઇપણ નુકસાન કર્યા વિના પ્રજોત્પત્તિ કેમ અટકાવી શકાય તે વિષે હવે પછી ખુલાસાવાર વિવેચન કરવામાં આવશે.

# પ્રકરણ ૧૪ મું.

## પ્રજોત્પત્તિપર અંકુશ.

યુરોપના શ્રીમંત દેશો સંતતિ નિયમનના ઇલાજો ક્યારના લઇ રહ્યા છે. હિંદ ગરીબ દેશ હોવાથી આ દેશને તો સંતતિ નિયમન વિદ્યાની સૌથી વધારે જરૂર છે. પણ આપણા સાક્ષરો પ્રજાના જીવન મરણ સાથે સંબંધ ધરાવતા આ પ્રશ્નની દરકાર કરતા નથી. "કૂકવું" માં "કૂ" હ્રસ્વ જોઇએ કે દીર્ઘ તે માટે "વસંત" કે "બુદ્ધિ પ્રકાશ" કદાચ પાનાના પાના ભરી મૂકે અને કાક અને મંજરીની સૃષ્ટિ રચવાને બધુંય સાહિત્ય મંડળ દોટ મૂકે પણ પ્રજાને જે જ્ઞાનની જરૂર છે તે વિષે પ્રકાશ નાખવાની ક્વચિતજ કોશેષ થાય છે. અસ્તુ.

અગાઉ આપણે જોઇ ગયા કે અમુક સંજોગોમાં દરેક દમ્પતિએ પ્રજોત્પતિ અટકાવવાની જરૂર છે એટલુંજ નહિ પણ તેમ કરવાનો તેમનો ધર્મ છે. એ વિષે વિસ્તારપૂર્વક આપણે ચર્ચા કરીશું.

ક્યે વખતે અને કેવા સંજોગોમાં પ્રજોત્પત્તિ અટકાવવી ?

(૧) અમારા મત પ્રમાણે લગ્ન થયા પછી તરતજ સંતતિના લ્હાવા લેવાની આશા રાખવી યોગ્ય નથી કારણ કે આપણે ત્યાં હજુય બાળલગ્નો થાય છે એટલે નવવધુ પહેલીવાર સાસરે જાય છે ત્યારે તેનું વય બહુ બહુ તો પંદર સોળ વર્ષનું હોય છે. વળી નવોઢા બાળપણ અને પિયરનો સહવાસ છોડી નવા સંજોગોમાં આવી પડે છે અને કેલી પ્રસંગે તો તદ્દન નવીજ જાતનો અનુભવ લે છે તેથી તે નવી પરિસ્થિતિને અનુકૂળ થાય તે માટે થોડાક મહિના ધીરજ ધરવાની આવસ્યકતા છે.

(૨) એક બાળકનો જન્મ થયા પછી ઓછામાં ઓછા બે વર્ષ સુધી સ્ત્રીપર ગર્ભાધાનનો બોજો નાખવો તે ચોકખી ક્રૂરતાજ છે. બાળક બે વર્ષનું થયા પછી સ્ત્રીને બીજીવાર ગર્ભ રહે તો તેમાં વાંધો નથી પણ જે પુરૂષો થોડા મહિના પણ બ્રહ્મચર્ય ન પાળી શકતા હોય તેમની પત્નીઓએ વીર્ય અને રજનું મિશ્રણ ન થાય તેવા ઇલાજમાં લેવામાં સલામતી છે.

(૩) વંશપરંપરાથી ચાલી આવેલા કોઇપણ ગંભીર રોગથી પીડાતા દમ્પતિએ સંતતિનો મોહ નષ્ટજ કરી નાખવો જોઇએ. ખાસ કરીને સ્ત્રી યા પુરૂષ બેમાંથી એક પણ પાગલ હોય, ફીફરાથી પીડાતા હોય યા દારૂબાજ હોય તો એવા દમ્પતિએ પ્રજોત્પત્તિમાં પાપ ગણવું જોઇએ. નાલાયક માણસોને દુઃખી અને રોગી બાળકો પેદા કરવાનો હક્કજ નથી.

(૪) સ્ત્રી યા પુરૂષ ગરમીનો રોગ થયો હોય તો ! ગરમીનો રોગ થયો હોય ત્યારે કોઇ પણ સ્ત્રી પુરૂષે એકબીજાનો સમાગમ પણ તજી દેવો જોઇએ.

(૫) જેના આગલા બાળકો નબળા અને ઓછી બુદ્ધીના થયા હોય તેઓએ પ્રજોત્પતિ ચાલુ રાખવાની જરૂર નથી.

(૬) અત્યંત ગરીબીને લીધે એક યા બે બાળક થતાં માબાપને ભૂખે મરવાનો અને પોતાના બાળકોને કંગાળ રીતે ઉછેરવાનો ભય હોય તેવા દમ્પતિઓએ પુત્રલાલસા છોડી દેવામાં સાર છે. કોઇ પણ માણસ પોતાના વ્હાલા બાળકને ભુખે ટળવળતું અને દવાદારૂ વિના મરી જતું જોઇ શકતો નથી.

(૭) ૭ બચ્ચાંની માતાએ વધુ બચ્ચાં જણવાનું બંધ કરવું શિવાય કે તે અસામાન્ય મજબુત બાંધાની અને પાંચ પૈસે સુખી હોય.

(૮) જે હિંદુ જાતો પુનર્લગ્નની રજા માગવા છતાં વિધવાઓને તેવી છુટ ન આપે તે કોમની વિધવાઓ કુદરતી વાસના સંતોષવા છતાં સમાજની ક્રુરતાને લીધે બદનામીમાંથી બચી શકે તે માટે તેઓએ આ નિબંધમાં જણાવેલા ઇલાજો અજમાવી જોવા. કારણ કે તેઓ એવા બંડ નહિ કરશે ત્યાં સુધી જુલ્મી હિંદુ સમાજ તેમની દાદ લેવાની નથી.

સંતતી અટકાવવા માટેનો કોઇ પણ ઇલાજ અમલમાં મેલાય તે પહેલાં તેનામાં ત્રણ ગુણો જોવાની જરૂર છે. સલામતી, કંઇ પણ નુકશાન ન થવાની સમ્પૂર્ણ ખાત્રી અને રતિકેલીનો કુદરતી આનંદ ઓછો ન થાય તેની કાળજી !

આ નિબંધ ખાસ કરીને પરણેલાઓ માટે—સંસારીઓ માટેજ લખાયો છે છતાં જો તે કુમારા યુવનો કે યુવતીઓના હાથમાં જશે તો તેથી સમાજને નુકસાન થવાને બદલે લાભજ થશે એવી અમારી ખાત્રી છે; કારણ કે કોકશાસ્ત્રના જ્ઞાન વિનાજ આપણી પ્રજાનું સત્યાનાશ વળી રહ્યું છે.

જેઓ ખોટી શરમના અથવા જુઠા આદર્શોમાં ઉછર્યાં હોય એવા માણસો કુદરતના રસ્તાની વચ્ચે આવવાની ના પાડી સંતતિ નિયમન માટેના કોઈપણ ઇલાજને ધિક્કારી કાઢે છે. કેટલીક સ્ત્રીઓ વારંવારની સુવાવડથી કંટાળીને અકાળે વૃધ્ધા થઈ જાય છે છતાં તે બિચારી અજ્ઞાનને લીધે કંઇ કરી શકતી નથી. પ્રજાએ જાણવું જોઇએ કે પ્રજાની માતાપરજ પ્રજાના ગૌરવનો આધાર છે અને જે દેશની સ્ત્રીઓ નબળી અને રોગી હોય તેની પ્રજા પણ જીવન સંગ્રામમાં ટકી શકતી નથી. હિંદુસ્થાનમાં ગરીબી અને વસ્તી બન્નેનું પ્રમાણ ભયંકર હવે વધી ગયું છે, ઇન્ફ્લ્યુએન્ઝા જેવા રોગો સામે ટકી રહેવા જેટલું પણ આપણામાં ચેતન રહ્યું નથી અને હાલમાં "લીલીવાડી" વાળા થઈ ભાગ્યશાળી ગણાવાના મોહમાં જો આપણે નિરંકુશ સંતતિ વધાર્યાં જઇશું તો પ્રજાને ભયંકર ભુખ સહન કરવાનો કારમો કાળ આવવા સાથેજ આપણી પ્રજા તદન નિર્વીર્ય અને પ્રાણહીન થઇ જશે. દિનપરદિન વધતી જતી મોંઘવારી, ગુજરાનના સાધનોને અભાવ અને પરદેશી પ્રજાઓની કાતિલ હરિફાઈ વિગેરે ધ્યાનમાં લેનારને તરતજ જણાશે કે પોતાના બાળકને સારી રીતે ઉછેરવાની શકિત અને સાધન વિના જેઓ "માબાપ" થઈ બેસે છે તેઓ સમાજ અને ભાવી પ્રજાના ગુનેહગાર થાય છે.

હવે આપણે સંસાર સુખ ભોગવવા છતાં સંતતિ કેમ અટકાવવી તેના ઇલાજો લઇશું. અમે પ્રથમથીજ સ્પષ્ટ કહી દેવા માગીએ છીએ કે સંતતિ નજ થાય એવી ખાત્રી કોઇપણ ઇલાજ માટે આજ સુધીના રતિશાસ્ત્ર વેત્તાઓ આપી શકયા નથી એટલે અત્રે જે ઇલાજો રજુ કરવામાં આવે છે તે જો કે ઘણા અસરકારક

સાબીત થયા છે છતાં કોઈવાર કોઈ સ્ત્રીને ગર્ભ રહી પણ જાય તો કુદરતના એવા ધૂંટાબાજ સ્વભાવ માટે અમે જવાબદારી લેતા નથી. અમે તો અર્વાચીન યુરોપીયન ડૉક્ટરોએ ગંભિર વિચાર કરી અથાગ તપાસ કર્યા પછી શોધેલા સલામત ઇલાજો અત્રે રજુ કરીને આ ગંભીર વિષયથી વાંચનારને માહિતગાર કરવાની નમ્ર કોશેષ કરી સંતોષ ધરીએ છીએ.

સંતતી નિયમના સૌથી સલામત ઇલાજો બતાવતા ડૉકટર મેરી સ્ટોપસ (લંડનના ડૉકટર એફ સાયંસ, મ્યુનીયના ડૉકટર ઓફ ફીલોસોફી, લંડનની યુનીવરસીટી કૉલેજના ફેલો, રોયલ સોસાયટી ઓફ લીટરેચરના ફેલો તથા લંડનની લીનીઅન સોસાઇટીના ફેલો) કહે છે કે કોઇ ઇલાજ અચુક નથી પણ બે સારા ઇલાજો ભેગા કરવામાં આવે તો તે અચુક નીવડવાનો સંભવ છે, જો ગમે તેવા ઇલાજ કરવામાં આવે તો સૌથી વધુ નુકસાન સ્ત્રીને થાય છે. માટે સ્ત્રીઓએ સંતતિ નિયમત માટેના કોઇ પણ ઉપાયો અમલમાં મેલવા પહેલાં અત્યંત સાવધ રહેવાની જરૂર છે. સ્ત્રી સમજીને યોગ્ય ઇલાજ કરી શકે તે માટે તેણે શરિર શાસ્ત્રીનું જોઇતું જ્ઞાન મેળવી લેવું યોગ્ય છે. ઘણી સ્ત્રીઓને પોતાના શરીરની રચનાનું ભાન નથી હોતું તેથી તેઓ બરાબર સમજી શકે તે માટે અમે અત્રે થોડુંક વિવરણ કરીશું.

દરેક સ્ત્રી મોટે ભાગે સ્ત્રીલિંગના પ્રવેશદ્વારને તો જાણે છે. પણ સ્ત્રીની ગુહ્યેન્દ્રિય એ કાંઇ ગર્ભસ્થાન નથી. એ તો પુલિંગને ગર્ભસ્થાનની પાસે જવાનો માર્ગ છે. સ્ત્રી નું રજ આંતરિક પદાર્થ છે. ને તેને અત્યારે આ વિષય સાથે સંબંધ નથી. ગર્ભસ્થાન અંદરના ભાગમાં હોય છે છતાં સ્ત્રીલિંગના નાકાપર તેની હસ્તી કોઇપણ સ્ત્રી સહેલાઇથી આંગળી નાખીને સમજી શકે છે ગર્ભસ્થાન જાણવા માટે આંગળી નાખતી વખતે એ નાજુક ભાગને નખથી જરાપણ નુકશાન ન થાય તેની ખુબ સાવચેતી રાખવાની જરૂર છે. આંગળી નાખવા પહેલાં તેને બોરેફીક વેસેલાઇન લગાડવામાં વધુ સલામતી છે. સ્ત્રીના પ્રવેશદ્વારથી ગર્ભ-

સ્થાન સુધી મોટી અંગળી જેટલું છેટું સામાન્ય રીતે હોય છે. ગર્ભસ્થાન અંદર હોય છે પણ પ્રવેશદ્વારને નાકે તેનો આગલો ભાગ રહે છે અને તેનો આકાર ગોળાકાર ગુંબજ જેવો હોય છે. એ ગર્ભનું પ્રવેશદ્વાર ગણી શકાય. તે નાજુક પણ મજબુત નસોનું બનેલું છે. એની મધ્યમાં એક છિદ્ર હોય છે તેમાંથી વિર્ય જો અંદર જાય તોજ ગર્ભ રહે છે અને ગર્ભ રહેતો અટકાવવા માટે વીર્ય આ છિદ્રમાં દાખલ ન થાય તેવા ઇલાજો યોજવાની જરૂર છે. આ છિદ્ર એટલું નાનું હોય છે કે ઘણી સ્ત્રીઓ તેની હસ્તી જાણતી નથી. પણ સ્ત્રી કેલીથી સંતુષ્ટ થઈ ગઇ હોય તો એ દ્વાર ઉઘડી જાય છે. અને ભેદી કુદરત એ રીતે ભેદી ચમત્કારો કરી બતાવે છે.

ગર્ભસ્થાનનું દ્વાર એ જગ્યાએ છે તે દરેક સ્ત્રીએ જાણવુંજ જોઇએ અને જો તે રજ અને વિર્યનું મિશ્રણ થવા દેવા ન માગતી હોય તો એ દ્વારમાંથી અંદર જતા વિર્યકણોને તેણે અટકાવવા જોઇએ. સ્ત્રીની ગુહ્યેન્દ્રિયમાં વિર્ય પડી રહે તે નકામું છે. આમ હોવા છતાં રતિકેલીમાં પુરૂષને માટે સ્ત્રીલિંગ અગત્યનો ભાગ ભજવે છે. સ્ત્રીલિંગમાં પુરૂષલિંગ દાખલ થાય છે અને સ્ત્રીલિંગની નાજુક નસો સાથે સમાગમમાં આવી જરૂરી ઉત્તેજના મેળવે છે. આથી સ્ત્રીલિંગની નાજુક નસો સાથેનો પુલ્લિંગનો સ્પર્શ તોડી નાખે એવો સંતતિ નિયમનનો કોઈ ઇલાજ શ્રેયકર નથી. ગર્ભાધાન અટકાવવા માટે એકલી જરૂર વિર્યને ગર્ભદ્વારમાં જતું અટકાવવાની છે.

હાલમાં આ માટે કેમીસ્ટ ( દવાવાળા ) ને ત્યાં મળી શકે એવું ઉત્તમ સાધન એક જાતની રબરની ટયુબ છે જેને " સ્મોલ ચેક પેસરી " અથવા " સ્મોલ ઓકલુઝીવ પેસરી ' કહેવામાં આવે છે આ રબરની ટોપી અથવા ટયુબ રબરની વીંટી જેવી હોય છે અને તે ગર્ભદ્વાર આગળના ગુંબજ આગળ મજબુત બેસી જાય છે. અને સ્ત્રી ગમે તેટલી હાલે તો પણ તે પોતાને સ્થાનેથી ખસતી નથી. આ નાની રબરની ટોપીઓ તદન સાદી, ટકાઉ અને સહેલાઇથી ફીટ થાય એવી હોય છે અને તે પ્રતિષ્ઠિત કેમીસ્ટોને ત્યાં મળે છે,

આવી ટયુબો જાત જાતની બને છે અને તેને જાત જાતના નામ આપ્યા છે પણ ડૉ૦ મેરી સ્ટોપસ અનેક સ્ત્રીઓના અનુભવને આધારે જણાવે છે કે "પ્રોરેસ"ની બનાવેલી "સ્મોલ ચેક પેસરી" ઉત્તમ હોય છે." (Wise Parenthood).

ડૉ. જેન ક્રાઉન એમ. ડી. આ વિષે જણાવે છે કે "સ્પંજ" અથવા "રબર પૅડ" ગર્ભના મુખ આગળ રાખીને વીર્યનો પ્રવેશ અટકાવવાની કોશીષ કરે છે પણ તેથી સ્ત્રી અને પુરૂષના નાજુક ભાગને સ્પર્શ થતો નથી તેથી રતિકેલીનો દૈવી આનંદ મળતો નથી વળી જો "સ્પંજ" અથવા """પૅડ" યોગ્ય સ્થાને મૂકાયા ન હોય તો તેથી ધારેલું પરિણામ આવતું નથી પણ ડૉ. સ્ટોપસ ઉપર જણાવેલી "પેસરી" માટે એવો મત આપે છે કે તે સૌથી ઉત્તમ અને હાનિરહિત છે.

પ્રજોત્પતિ અટકાવવા માટે ન્યુયોર્કમાં એક વર્ગ પેદા થયો છે તે "પરફેનીસ્ટ" ને નામે ઓળખાય છે. આ વર્ગ એવો દાવો કરે છે કે કેલી કર્યા પછી વીર્યસ્રાવ થાય તે પહેલાં પુલ્લિંગ કાઢી લેવાથી વીર્યનો બચાવ થાય છે અને સ્ત્રીને સંતતિ થતી નથી. આ ક્રિયા પ્રબળ મનનો પુરૂષજ કરી શકે છે. હજારે એક પુરૂષ આટલા બધા પ્રબળ મનનો હોતો નથી. આ ક્રિયાનું પરિણામ એ આવે છે કે સ્ત્રી પૂરતી સંતુષ્ટ થતી નથી અને પુરૂષે બલાત્કારથી રોકેલું વીર્ય સ્વપ્નમાં સ્રવી જાય છે અને પરિણામે આરોગ્યને નુકસાન થાય છે.

કેટલાક ડૉકટરો આ માટે કંઇક ભરોસાપાત્ર કુદરતી ઇલાજ બતાવે છે. તેઓ માને છે કે સ્ત્રી રજસ્વલા થયા પછી આઠથી પંદર દિવસ સુધી સ્ત્રીલ્લિંગમાં ફલદ્રૂપ રસ પ્રવાહ પેદા થાય છે પંદર દિવસ પછી આવો રસ રહેતો નથી. એટલે તે સમયે કેલી કરવાથી ગર્ભ રહેવાનો સંભવ નથી. વાત્સાયન કહે છે કે રજોધર્મ પછી સોળ દિવસ વીત્યા પછી કેલી કરવાથી જવલ્લેજ ગર્ભ રહે છે આ ઉપાય કુદરતી હોવાથી અને તેમાં કોઇપણ જાતનું અકુદરતીપણું ન હોવાથી તે આકર્ષક લાગે છે પણ તદન વિશ્વાસપાત્ર હોય એમ લાગતું નથી. સૌથી વિશ્વાસપાત્ર ઇલાજ તો બ્રહ્મચર્ય પાલનનોજ છે પણ

જેઓ બ્રહ્મચર્ય ન પાળી શકે તેઓ માટે આ ઉપાય ઠીક ગણી શકાય.

બ્રહ્મચર્યની મહત્તા ઔરજ છે. વિષયી સ્ત્રી પુરૂષોના મન અને શરીર નબળા બને છે, તેમની આંખોનું તેજ ઓછું થઇ જાય છે, શરીરમાંથી ચેતન ઘટી જાય છે અને તેઓ વારંવાર બીમાર પડે છે. સંયમીના મન, શરીર અને મગજ બળવાન થવા સાથે તેની આંખો તેજસ્વી થાય છે અને તે લાંબુ આયુષ્ય ભોગવે છે તે વિષે કંઇ શક નથી જેઓ વિષય વાસના ઓછી કરવા માગતા હોય તેઓએ રોજના ઠંડા પાણીથી બે ચાર વાર સ્નાન કરવાથી થોડા દિવસમાં અજાયબ જેવો લાભ થશે. ખાસ કરીને રાત્રે સૂતી વખતે ઠંડા પાણીથી સ્નાન કરવાની ઘણી જરૂર છે તે શિવાય સ્હવારે એક મોટા ટબમાં પાણી ભરી તેમાં કમ્મર ડુબાવી પંદર વીસ મીનીટ બેસવાથી અને એવી ટેવ રોજ ચાલુ રાખવાથી ગમે તેવા વિષયીઓ સંયમી થઇ શકશે.

---

## પ્રકરણ ૧૫ મું.

### વેશ્યાવિહારની ભયંકરતા

આ જમાનામાં ગાંમડાંઓ તૂટી શહેરો વસવા લાગ્યાં છે અને ગુજરાનને માટે મજુરો, કારિગરો, કારકુનો, વેપારીઓ વિગેરે બધાજ શહેરમાં ઘસડાઇ આવે છે. શહેરી જીવન ખરચાળુ હોવાથી ઘણા પુરૂષો પોતાની સ્ત્રીઓને શહેરમાં સાથે લઈ આવતા નથી અને તેથી શહેરોમાં વેશ્યાઓનો વેપાર ધીખતો ચાલે છે. વેશ્યાનું ઘર કોઇપણ યુવાન માટે ભયંકરમાં ભયંકર છે. આજના કહેવાતા સુધરેલા જમાનામાં શહેરોમાંજ નહિ પણ ઠીકઠાક મોટા ગણાતા તાલુકાના ગામમાં પણ વેશ્યાઓનો વેપાર ચાલવા લાગ્યો છે. કેટલીક જગ્યાએ મોટા મેળાઓ ભરાય છે ત્યાં પણ "વેશ્યાઓના ઝુપડા" હોય છે તેટલાપરથી આજની પ્રજા કેટલી પતીત થતી જાય છે તેનો ખ્યાલ આવશે. શરમની વાત એ છે કે સરકાર પ્રજાના આ જાલિમ દુશ્મનને નષ્ટ કરવા માટે કંઈ કરતી નથી. ૧૯૨૩ માં મુંબાઈની સરકારે વેશ્યાવૃત્તિપર અંકુશ મૂકનારો એક કાયદો ઘડયો છે પણ તે કાયદો અરધા દીલે ઘડયો છે. એ કાયદાની કલમોથી પ્રજાનું રક્ષણ થતું નથી તેમ ગરિબ લાચાર વેશ્યાઓ પણ બચી શકતી નથી. કમનસિબી એ છે કે વેશ્યાનું નામ જાહેરમાં દેતાં "આબરૂદાર ગૃહસ્થો" ભડકી મરે છે. અને વેશ્યાવૃત્તિ વિષે કોઇ પણ જાતની ચર્ચા કરવાની ના પાડે છે પણ એજ દમ્ભીઓ રાતે ગોઆગરી નાયકણીઓ અને પંજાબી તથા કાસ્મીરી રમણીઓના પગ ચાટવા જાય છે!

એકલા મુંબઈ શહેરમાં ૧૯૨૧ ના વસ્તી પત્રક પ્રમાણે આશરે ૩૦૦૦ વેશ્યાઓ છે પણ પોલીસે રિપોર્ટમાં ૫૦૦૦ ની સંખ્યા જણાવી છે. પોલીસે ભેગી કરેલી વિગત પ્રમાણે મુંબઇમાં નીચે મુજબ કુટણખાનાં છે:—

| કુટણખાનાંની સંખ્યા | વેશ્યાઓ |
|---|---|
| ૩૪ જાપાનીઝ કુટણખાનાં | ૮૦ |
| ૨૦ પરદેશી | ૨૮ યુરોપીઅન<br>૨૩ યુરેઝીઅન<br>૩૩ યાહુદણ બગદાદી |

૮૩૧ હિંદી કુટણખાનાં.....૫૦૦૦ હિંદુ મુસલમાન વેશ્યાઓ.

આ કુટણખાનાં તો ગ્રાંટરોડ, બેલાસીસ રોડ અને ફોકલેન્ડ રોડ પરજ આવેલા છે; પણ તે ઉપરાંત કાંદાવાડી, ગીરગામ, ભૂલેશ્વર, ફણસવાડી વિગેરે સ્થળે આવેલા વેશ્યાલયો જોતાં આશરે એક હજાર જાહેર કુટણખાનાં આ ભયંકર શહેરમાં હશે એમ કહેવામાં અતિશયોકિત નથી.

આ તો જાહેર વેશ્યાઓ એટલે તપાસ વખતે શરમ છોડીને વેશ્યા તરિકે ગણાનારી સ્ત્રીઓની વાત થઈ! તે ઉપરાંત પગારદાર રખાતો, ગાનારીઓ, ખાનગી વેશ્યાઓ, ફેશનેબલ દુકાનોમાં નોકરી કરતી કેટલીક યુરેઝીઅન અને હાફ કાસ્ટ તરૂણીઓ વિગેરે તો જુદીજ. ટાઇપીસ્ટ ગર્લ્સ અને શોપગર્લ્સ મોજ મજાહને ખાતર પોતાનું શિયળ વેચે છે અને હોર્નબી રોડ જેવા જાહેર રસ્તા પર રાતે ગાડી અને મોટરમાં સહેલાણીઓને લઇને ફેશનેબલ રેસ્ટોરાંમાં ઉતરી પડતી, આવી અનેક સ્ત્રીઓ નજરે પડે છે.

મુંબઇમાં શ્રીમંતોના ભવ્ય મહાલ જેવા કુટણખાણાનાં પણ છે અને ગંદામાં ગંદામાં નર્કખાનાં પણ છે. ૨૦ યુરોપીઅન કુટણખાનામાં ૫ પહેલા વર્ગના, ૪ બીજા વર્ગના અને બાકીના ગંદા છે, જાપાનીઝ ઘરો મોટે ભાગે સ્વચ્છ હોય છે. દેશી કુટણખાનાં જવલ્લેજ સ્વચ્છ હોય છે. ૮૩૧ કુટણખાનામાંથી ભાગ્યે ૪૦ થી ૫૦ દેશી કુટણખાનામાં આરોગ્યનો નિયમ પળાતો હશે!

મુંબઇની વેશ્યાઓમાં ૩૦ ટકા મહાર અને ઘેડ, ૨૫ ટકા ઘાટણો ૨૦ ટકા બીજી જાતની હિંદુઓ, ૧૫ ટકા મુસલમાન ૬ ટકા યુરોપીઅન યુરેઝીઅન, દેશી ખ્રીસ્તી અને યાહુદણો, બે ટકા ચીની અને જાપાનીઝો અને ૨ ટકા બીજી જાતની સ્ત્રીઓ છે.

૧૯૨૧ ની વસ્તીની ગણત્રી વખતે આશરે ૩૦૦૦ સ્ત્રીઓએ પોતાના વતન નીચે મુજબ જણાવ્યા હતા:—

| વતન | વેશ્યાઓની સંખ્યા |
|---|---|
| મુંબઈ શહેર | ૪૬૦ |
| ગુજરાત અને થાણા | ૭૨ |
| દખ્ખણ | ૮૨૭ |

| | |
|---|---|
| કરનાટક | ७१ |
| કોલાબા ને કનારા | ९९ |
| રત્નાગીરી | ३०६ |
| સીંધ અને કાઠીઆવાડ | ७४ |
| કોલ્હાપુર | ५० |
| સાવંતવાડી | १४ |
| મદ્રાસ, મૈસુર ને કોચીન | १६ |
| હૈદ્રાબાદ (નીઝામ) | १८३ |
| મધ્ય. પ્રાંત, અને સંયુકત પ્રાંત | ५८ |
| રજપુતાના | ३८ |
| કાસ્મીર | ४१ |
| ગોઆ | ५१० |
| અરેબીઆ, મેસોપોટેમીઆ અને મીસર | ३० |
| પરદેશી | ५७ |

વેશ્યાઓની બદીમાંથી પ્રજાને ઉગારવા માટે કામ કરતા કેટલાક સમાજ સુધારકોની માન્યતા એવી છે કે આ ભયંકર શહેરમાં જાહેર અને ખાનગી મળીને આશરે ચાળીસ હજાર સ્ત્રીઓ પોતાનુ શિયળ વેચીને ગુજરાન કરે છે અને પરિણામે ગરમીના દરદોથી આખી પ્રજાનું સત્યાનાશ વળે છે. ગરમીના દરદો ઉગતી પ્રજાને પારાવાર નુકસાન કરે છે! અરે! દરદોથી નવી પ્રજાની હસ્તીજ ભયમાં આવી પડી છે છતાં દોઢડાહ્યા નીતિવાદીઓ આ બદી સામે જુવાન પ્રજાને ચેતાવવાની વાત સાંભળતાંતાંજ ભડકી મરે છે. આવા દમ્ભીઓની લેશમાત્ર દરકાર કર્યાં વિના અમે યુવાન પ્રજાને વેશ્યાવિહારની ભયંકર બદીથી ચેતાવવા માગીએ છીએ.

જે. જે. હોસ્પીટલમાં દવા લેવા આવતા દરદીઓમાંના ३० ટકા ગરમીના રોગથી પીડાતા જણાયા છે હોસ્પીટલમાં રહીને સારવાર કરાવનારા દરદીઓ १८ ટકા આ દુષ્ટ રોગથી પીડાય છે. મોટલીબાઇ હોસ્પીટલના સ્ત્રીઓ માટેના 'આઉટ ડોર કલીનીક"માં २९ ટકા સ્ત્રી દરદીઓ આ રોગથી પીડાતી માલુમ પડી છે. શેઠ દ્વારકાદાસ

બલ્લુભાઈ ચીન્ડ્રન્સ કલીનીકમાં દર પાંચ બાળકે એક બાળક ગરમીના રોગનું ભોગ થયલુ જણાયું છે. મુંબઈમાં પ્રેકટીસ કરતા ડોકટરો પાસે જતા દરદીઓમાં ૧૧ ટકાને આ ભયંકર રોગ હોવાનું તપાસ પરથી માલુમ પડે છે. ગરમીના રોગો નષ્ટ કરવા માટે પ્રયાસ કરતી એન્ટીવેનરીઅલ લીગના દવાખાનામાં જતા દરદીઓ ૭૫ ટકા જાહેર વેશ્યા પાસેથી અને ૨૫ ટકા અર્ધ જાહેર યા ખાનગી વેશ્યા પાસેથી રોગી થયલા જણાયા છે. ગરમીના રોગવાળા માબાપના બાળકો મોટે ભાગે રોગી હોય છે, કાંતો મુએલા બાળકો જન્મે છે યા બાળક જન્મથીજ અંધ હોય છે. મુંબઈમાં જન્મના ૧૦૦૦ બાળકોમાં ૮૦ મુએલા જન્મે છે. આ બાળકોમાંના ૨૦ ટકા મુએલા જન્મે છે તેનું કારણુ તેમના માબાપોને લાગુ પડેલો ચાંદીનો રોગ છે એવું સાબીત થયું છે. મુંબઈમાં એક વરસની ઉમ્મરે પુગ્યા વિનાજ ૧૦૦૦ બાળકમાંથી ૫૫૨ બાળકો સ્વર્ગે સીધાવી જાય છે અને એ ૫૫૨ બાળકમાંના આશરે ૨૦૦ બાળકો ગરમીના રોગથી મરણુ પામે છે, આ શહેરની વસ્તીમાં આશરે ૧૫ ટકા ભાગ પરમા ચાંદીના રોગથી પીડાય છે. એ રોગથી પીડાતા પુરૂષોની સ્ત્રીઓ વાંઝણી અને રોગી થઇ જાય છે અને છતાં સમાજ આ ભયંકર રોગોથી યુવાન પ્રજાને બચાવવા માટે યોગ્ય પગલાં લેતી નથી એ શું જેવું તેવું કલંક છે?

બાલ્યાવસ્થા છોડી જુવાનીમાં પ્રવેશ કરનાર તરૂણોને વેશ્યાવિહારની ભયંકરતાથી અજ્ઞાન રાખવા એ સમાજનું મોટામાં મોટું પાપ છે, તેમ કરવાથી તરૂણો રોગી, દંભી અને પ્રજાને ભારરૂપ તથા ભાવી પ્રજાને આફત રૂપ થાય છે. વેશ્યાને ત્યાં જતો તરૂણુ બાઝાર સ્ત્રીનાં હાવભાવ અને નાજનખરાંથી પોતાને પ્રેમવિદ્યામાં પારંગત થઈ ગયલો માની ગમે તેટલી સ્ત્રીઓનો પ્રેમ શોધતો થઇ જાય છે પણુ એ બિચારો જાણુતો નથી કે પ્રેમ કદિ વેચાતો નથી. પ્રેમ કદિ ખરીદાતો નથી. પ્રેમ તો દૈવી બક્ષીસ છે અને પવિત્રપત્ની તે રાજીખુશીથી પોતાના પ્રિયતમને ચરણે ધરે છે. બજારમાં વેચાતો પ્રેમ પ્રેમની ભયંકર નકલ છે. એ પ્રેમના ખરીદનારને કપાળે કલંક અને કાતિલ રોગોજ લખાયલા હોય છે. દમ્પતિજીવનમાં મળતા પ્રેમનો

લ્હાવો લેનાર શાંત, આનંદ અને આરોગ્યના ઉદ્યાનમાં મ્હાલે છે જ્યારે વેશ્યાવિહારી પોતે રોગી થઇ પોતાની નિર્દોષ પત્ની તથા કોમળ બાળકોને પણ રોગનો વારસો આપી કમોતે મરી જાય છે. વેશ્યાઓની સૃષ્ટિએ જગતનું જેટલું નખ્ખોદ વાળ્યું છે તેટલું ભયંકર યુધ્ધોએ પણ નથી વાળ્યું એ ધંધોજ નીચ અને પાપી છે, વેશ્યાભવનનો વિહારી પ્રજાને રોગી બનાવે છે એટલુંજ નહિ પણ વેશ્યાઓના મોહમાં હજારો સતી સ્ત્રીઓના સંસારની ધુળધાણી થઇ જાય છે.

વેશ્યાવૃત્તિથી અસંખ્ય સ્ત્રી પુરૂષોના જીવનની પાયમાલી થઈ જાય છે એટલુંજ નહિ પણ પ્રજાને પણ તે ભયરૂપ છે. વેશ્યાલયોમાં દારૂડીઆઓ, અફીણીઓ, જુગારીઓ, અને ચોરો પેદા થાય છે. તેઓ સમાજને ત્રાસ રૂપ થવા સાથેજ ગરીબ અને લાચાર વેશ્યાઓને પણ વિધવિધ રીતે સતાવે છે એટલુંજ નહિ પણ કેટલાક બદમાસો તો લાચાર વેશ્યાઓની કમાણી પરજ જીવે છે.

આ બદી સુધારકોના એકલા ભાષણોથી નષ્ટ થવાની નથી. આ હતભાગી દેશમાં અનેક કારણોસર વિધવાઓ થાય છે. યુરોપમાં યુવાન કન્યાઓને ફસાવીને બદમાસો નાસી જાય છે અને એવી કલંકિત કન્યાઓમાંથી કેટલીક વેશ્યા થાય છે. કોઇ વસ્ત્રાલંકારના મોહથી તો કોઇ બદમાસોની જાળમાં ફસી પડીને ભયંકર વેશ્યાલયમાં જાય છે. હિંદની સ્થિતિ તેથી ભયંકર છે. હિંદુઓમાં વિધવાઓને બળાત્કારે "સતી" બનાવવાનો જંગલી રિવાજ હોવાથી ઘણી વિધવાઓ છુપાં પાપ કરે છે અને પાપ જો છુપું ન રહે તો બિચારીઓ માટે આપઘાત કરવા કે વેશ્યા થવા શિવાય બીજો કોઇ રસ્તોજ રહેતો નથી. યુરોપની સ્ત્રીઓ ભણેલી ગણેલી અને સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલી હોવાને લીધે જો તેઓ ધારે તો મહેનત મજુરી કરીને સ્વતંત્ર રીતે પ્રમાણિક જીંદગી ગાળી શકે છે પણ હિંદી સ્ત્રીઓની હાલત તેવી હોતી નથી. એ બિચારી મોટે ભાગે અભણુજ હોય છે અને જન્મથીજ પરતંત્રતામાં ઉછરવાથી તેનામાં હિમ્મતનું નામ નિશાન હોતું નથી, તે બહુ બહુ તો રાંધવાની કે દળાણાં દળવાની

મજુરી કરી શકે પણ આ નીચ જમાનામાં યુવાન રસોઇયણો પણ શાંતિથી કરી શકતી નથી એકવાર ભૂલેલી હિંદુ વિધવા માટે વેશ્યા થવા શિવાય જીવવાનો બીજો કોઇ રસ્તોજ આ રાક્ષસી સમાજે રહેવા દીધો નથી.

વેશ્યાને આશક સમજે છે કે તેના પૈસાના બદલામાં તેને પ્રેમ મળે છે. પાપી પેટને ખાતર પોતાના આશકને રીઝવવાને વેશ્યા જાત જાતના મોહક નખરાં કરે છે પણ તે બધાય કૃત્રિમ હોય છે. વેશ્યામાં પ્રેમનું બુંદ પણ હોતું નથી અને હોય તો તે પ્રેમ ખરીદનારને મળતો નથી. ઘણાઓને ખબર હશે કે વેશ્યા બાઝારમાં શિયળ વેચવા બેસે છે છતાં તેનો "ખાસ આશક" હોય છે અને એ યારને તે વગર મુલ્યે પ્રેમ અર્પે છે! જેઓ પૈસાથી પ્રેમ ખરીદવાનાં વલખાં મારે છે તેમણે ખાત્રીથી માની લેવું કે પૈસાને ખાતર હજારો સ્ત્રીઓ પ્રેમનો દંભી નાટક ભજવવાને તઇયાર પડી છે. એક પાપી પેટને માટે રૂપીઆ લઇ રૂપ વેચે છે અને બીજો જુવાનીના હવસને સંતુષ્ટ કરવાને પૈસા ખરચી મૂરખ અને રોગી બને છે. આ બન્નેની દશા ભયાનક અને કરૂણ છે પણ સમાજની ફરજ હિમ્મતથી તે સામે યોગ્ય ઉપાયો લેવાની છે. જો સમાજ સાવધાન થઇ યુવાનોને યોગ્ય જ્ઞાન આપવા માંડે તો હજારો બલકે લાખો યુવાનોની જીંદગીની પાયમાલી થતી બચે. આ લેખમાળા એવા અજ્ઞાન યુવાનોને સાવધ કરવા માટેજ પ્રગટ કરવામાં આવે છે.

સમાજમાં અસંખ્ય અજ્ઞાન પુરૂષો યોગ્ય જ્ઞાનની શોધમાં અટવાયા કરે છે, કોઇ અલીગઢના લેભાગુ કોકશાસ્ત્રો મગાવે છે તો કોઇને દમ્બી માણસો ભલતીજ રીતે લુંટી લે છે. અમે વાંચકોને ખાત્રી આપીએ છીએ કે દુનિયામાં માન પામેલા અનુભવ સિદ્ધ ડોકટરોના મત શિવાય એક પણ લેભાગુ શબ્દ આ લેખમાળામાં ઉમેરવામાં આવતો નથી.

હજારો વેશ્યાઓ રડતાં રડતાં જુલ્મની ચક્કીમાં પીસાઇને મોતને આમંત્રણ કરતી જીવે છે. જો સમાજ તેમના તરફ જરાપણ રહમ બતાવે તો એજ કલંકિત સ્ત્રીઓ સંસારી થઇ "માનવંત પત્ની"

થવાને આતુર છે પણ સમાજને તેમની કયાં દરકાર છે? સમાજની ક્રૂરતાથી, પુરૂષોના સ્વાર્થ અને વિશ્વાસઘાતમાંથી વેશ્યાની સૃષ્ટિ પેદા થઇ છે. વેશ્યાઓ પણ એકવાર કોઇ આબરૂદાર માબાપની દીકરી ને કોઇની પત્ની હતી! કંઇ ભૂલથી તે સમાજની લોખંડી રેલગાડી નીચે ચગદાઇ જાય છે. સમાજ તેને ધિક્કારે છે ને છતાં ખૂબી એ છે કે સમાજના "શ્રીમાન" અને "ખાનદાન" ગણાતા દમ્ભી, નીચ, પુરૂષોએજ વેશ્યાની પાછળ દિવાના બનવામાં "સ્વર્ગ" સમજે છે. આ પતીતાઓને સમાજ પાછી શા માટે ન સ્વીકારે? શા માટે વેશ્યાઓને સમાજ નેતાઓ "ખાનદાન ગૃહિણી" ન બનાવે? "દયાળુ" અને "ધર્મનિષ્ઠ" હોવાનો દંભ કરનાર સમાજને એજ હતભાગીઓ પ્રશ્ન કરે છે કે પાપીનો ઉધ્ધાર કરવાનું પ્રભુને પ્રિય છે પણ હિંદુ સમાજ આજે પાખંડને પ્રભુ માની પૂજે છે. તે ધર્મને માનતી નથી પણ પાપમાં રચીપચી રહે છે અને ઉપરથી નફ્ટ નાકે "ધર્મપ્રાણ" હોવાનો દાવો કરે છે!

વેશ્યાવૃત્તિ નષ્ટ કરવા માટે અનેક જાતના પ્રયાસ થયા છે. હાલમાં કાયદાની મદદથી પોલીસ દલાલો અને વેશ્યાની કમાણીપર જીવતા મરદો સામે સખત પગલાં લે છે. મુકિતફોજ, સોશીઅલ સર્વિસલીગ, સોશીઅલ પ્યુરીટી કલબ, વીજીલંસ એસોસીએશન વિગેરે સંસ્થાઓ જે કમનસિબ વેશ્યાઓએ નીચ ધંધો ન કરવા માગતી હોય તેમને આશરો આપી, કંઇ કારિગીરી શીખવી ઠેકાણે પાડે છે. આવી સંસ્થાઓના છુટાછવાયા પ્રયાસોથી થોડીક હતભાગી સ્ત્રીઓને રહેવાનો છાંયડો અને પેટ ભરવાનો ખોરાક મળશે પણ તેથી સમાજનો ભય દુર થતો નથી એક લેખિકા કહે છે કે પુરૂષોની પશુ જેવી વૃત્તિને લીધે વેશ્યાઓ પેદા થાય છે. એક બીજા વિચારક કહે છે કે રૂપગર્વિતા, ઉડાઉ અને મોજીલી સ્ત્રીઓજ વેશ્યા બને છે. આ વાત કંઇક અંશે સાચી હશે પણ વેશ્યાને ત્યાં જનારા બધાજ પુરૂષો પશુ જેવા હોતા નથી અને બધીજ વેશ્યાઓ ઉડાઉ અભિમાની અને મોજીલી હોતી નથી. ઉપર જણાવ્યું તેમ અસંખ્ય સ્ત્રીઓ વિધવા દશામાં ભ્રષ્ટ થયા પછી કોઇના આશરો ન મળવાથી વેશ્યા

થાય છે. કેટલીક બદમાસ ધંધાદારીઓની જાળમાં ફસી પડે છે. જ્યારે કોઈકજ ફક્ત મોજશોખને ખાતર એ ધંધામાં પડે છે.

વેશ્યાને ત્યાં પહેલીવાર જનારાઓનો મોટો ભાગ અજ્ઞાન હોય છે. જુવાનીની શરૂઆતમાં વેશ્યાવિહારની ભયંકરતા ન જાણવાને લીધે ઘણા જુવાનો પ્રેમની ખરીદી કરવાને સૌન્દર્યના બજારમાં જઈ જુએ છે પણ ઘણા માણસો ખરાબ સોબતથી આ બદીમાં પડે છે. દારૂડીઓ અને અફીણીઓ બીજાને પોતાના જેવા બનાવે તોજ તેને ગમ્મત આવે છે તેમ વેશ્યાના આશકો પણ પોતાના મિત્રોને આડે રસ્તે લઇ જવાના શોખીન હોય છે. જો તેઓ તેમ ન કરે તો "પવિત્ર" માણસને જોઇ તેમને શરમ આવે છે અને એવા માણસો સાથે તેમની દોસ્તી નીભતી નથી. આમ દેખાદેખીથી અને ખરાબ સોબતથી અનેક જુવાનીઆઓની જીંદગી બરબાદ થાય છે.

વેશ્યાવિહારથી ચાંદી, પરમો, બદ, ટાંકી વિગેરે ભયંકર રોગો થાય છે તે શહેરીઓ કદાચ જાણતા હશે પણ એ રોગોની ભયંકરતાનું ઘણા થોડાનેજ ભાન હોય છે. એ રોગો મનુષ્યોના ભયંકર દુશ્મનો છે અને તેમનો નાશ કરવાની સમાજની ફરજ છે.

---

## પ્રકરણ ૧૬ મું.

## વેશ્યાવૃત્તિ વિષે વધુ વિચાર.

વેશ્યાવૃત્તિ વિષે આપણા સાહિત્યમાં કંઇ ઉલ્લેખજ નથી. "હું અલી ને અલીના કાકા"માં પોતાની દુનિયા સમાયલી માનતા ગુજરાતીઓએ પ્રજાજીવનને કોરી ખાતા આ ભયંકર પ્રશ્ન પર હજુ સુધી લેશમાત્ર લક્ષ આપ્યું નથી તે દિલગીરીભર્યું છે. અમે કંઇક મગરૂરી સાથે કહીએ છીએ કે આ અતિ ઉપયોગી વિષય સંબંધી આવી વિગતવાર ચર્ચા આ નિબંધમાં પહેલીજવાર કરવામાં આવે છે.

વેસ્યાની દુનિયા વિષે (Parent-Duchatelet) પેરન્ટ દુશાલે De la Prostitution dans la Ville de Paris (1836) યાને "પેરીસની વેસ્યાઓ" નામના પુસ્તકમાં સૌથી સતાવાર વિગતો પ્રગટ કરી આ ભયંકર સામાજીક બદી પ્રત્યે પ્રજાનું ધ્યાન ખેંચ્યું હતું. શરૂઆતમાં "વેસ્યા"ની વ્યાખ્યા આપી પેરીસની વેસ્યાઓની સંખ્યા, તેમની ઉમ્મર, પ્રથમ વેસ્યા થવાનું કારણ, તેમની સ્થિતિ, સંસ્કાર, મૂલ વતન વિગેરેનું વર્ણન આપી લેખક બીજા પ્રકરણમાં વેશ્યાઓના રીત રિવાજો, તેમનો પોતાના ધંધા માટેનો મત, તેમના ધાર્મિક વિચારો, તેમની સારી માઠી ચાલચલગત વિગેરેની ચર્ચા કરે છે. ત્રીજા પ્રકરણમાં વેસ્યા થયા પછી તેમનામાં થતા શારિરિક પરિવર્તન બતાવવામાં આવ્યા છે. વેસ્યાવૃત્તિથી સ્ત્રીઓના આરોગ્ય પર થતી અસર, કુટણખાનાના લાભ અને ગેરલાભ, પોલીસ તરફથી વેસ્યાઓની રાખવામાં આવતી નોંધ, દલાલો અને કુટણખાનાના માલીકો, છુપી વેસ્યાઓ, દારૂના પીઠાં અને બીજી કેફી વસ્તુઓનો વેસ્યાવૃત્તિ સાથે સંબંધ, વેસ્યાના જીવન સાથે લશ્કરી સીપાઇઓનો સંબંધ, વેસ્યાઓનો અંતિમ ફેજ, તેમની સારવાર, તેમને માટેની ખાસ હોસ્પીટલો અને કેદખાના, ગરમીના રોગો વિગેરે વિગેરે તમામ હકીકતો આ પુસ્તકમાં આપવામાં આવી છે. છેવટે લેખક સવાલ પૂછે છે કે વેસ્યાઓની જરૂર છે કે? આ સવાલનો જવાબ આ ફ્રેંચ ગ્રંથકર્તા હકારમાં આપી છેવટે જણાવે છે:—

"વેસ્યાનો ધંધો દુનિઆમાં અનાદિ કાળથી ચાલ્યો આવે છે અને માનવ સમાજ સાથે તેને ગાઢ સંબંધ જણાય છે. કદાચ એ ધંધાનો સમુળો નાશ કદિ પણ થઇ શકશે નહિ અને તે માટેજ તેની ભયંકરતા ઓછી કરવાને કમર કસવાની જરૂર છે. દુર્ગુણો, ગુન્હાઓ અને રોગોના જેવીજ વેશ્યઓની બદી છે. ધર્મગુરૂઓ દુર્ગુણો અટકાવવાને, કાયદા ઘડનારાઓ ગુન્હા અટકાવવાને અને વૈદ હકીમો અને ડોકટરો રોગો અટકાવવાને કોશેષ કરે છે. આ ત્રણે વર્ગ સારી પેઠે જાણે છે કે તેઓ કદિ પણ પોતાના પૂર્ણ ધ્યેયને પહોંચી શકવાના નથી. છતાં તેઓ પોતાનો પ્રયાસ ચાલુ રાખે છે. હું તેમને પગલે ચાલું છું. એક મિત્રે વેસ્યાના ફેજપર મારૂં ધ્યાન ખેંચ્યું હતું મેં તેમની તપાસ કરી, મેં વેસ્યાઓના પતનના કારણો શોધ્યા અને તેમની સંખ્યા કેમ ઘટે તે વિષે વિચાર કર્યો. મારા અનુભવનું પરિણામ મેં આ પુસ્તકમાં રજુ કર્યું છે અને પ્રજાની નીતિ અને આરોગ્યનું રક્ષણ કરવાની જવાબદારી અદા કરતા સતાવાળાઓને તે ઉપયોગી થઇ પડશે."

આ ફ્રેંચ ગ્રંથકર્તાએ દુનિયાની આંખ ઉઘાડયા પછી લંડન, લીસબન, બર્લીન, ન્યુયોર્ક, હેમબર્ગ વિગેરેની વેસ્યાઓ વિષે સમર્થ વિદ્વાનોએ અનેક ગ્રંથો પ્રગટ કર્યા છે અને તેમના ઉહાપોહને લીધે યુરોપના દેશોમાં વેસ્યાની બદીથી પ્રજાને બચાવવા માટે અનેક જાતના કાયદા ઘડાયા છે.

૧૯૨૩ માં મુંબઇની સરકારે વેસ્યા વૃત્તિ પર અંકુશ મૂકનારો કાયદો ઘડયો છે પણ તેમાં અનેક ખામીઓ છે. પ્રથમ તો એ કાયદામાં વેસ્યાની વ્યાખ્યાજ આપવામાં આવી નથી. પેરંટ દુશાલે વેસ્યાની વ્યાખ્યા આપતાં જણાવે છે કે "એક સ્ત્રી વારંવાર પૈસા લઇને પોતાનું શિયલ વેચતી જણાય જ્યારે તે છડેચોક વેસ્યા છે એમ માલુમ પડે ત્યારે તેને વેસ્યા ગણવી" પણ આ "વ્યાખ્યા" માં છુપી વેસ્યાઓ સમાઇ શકતી નથી. ફ્રેંચ ડોકટર રેએ "જાહેર અને છુપી વેસ્યાવૃત્તિ" (Public and secret Prostitution) નામના ગ્રંથમાં વેસ્યાની સમ્પુર્ણ વ્યા-

ખ્યા આપી છે તે આ પ્રમાણે છે: "વેશ્યા એટલે અગાઉથી પૈસા લઇને અથવા પૈસા મળવાની આશાથી કોઇ પણ પુરૂષને પોતાનું શરીર અર્પણ કરનારી સ્ત્રી." મુંબઈના કાયદામાં વેશ્યાની વ્યાખ્યા ન હોવાથી ઘણી વેશ્યાઓ કાયદાની ચુંગાલમાંથી છટકી જઇ શકે છે.

આપણા કાયદાની બીજી ગંભીર ખામી એ છે કે હાલમાં વેશ્યાની કમાણી પર જીવતા "પુરૂષ"ને સજા થઈ શકે છે પણ એવી કમાણી ખાતી "સ્ત્રી"ને સજા થતી નથી. આનું પરિણામ એ આવ્યું છે કે જે બદમાસ પુરૂષો પોતાને નામે ૧૯૨૩ પહેલાં કુટણખાનાં ચલાવતાં હતા તેઓ પોતાની કોઇ રખાતના નામની ભાડા ચીઠ્ઠી કરાવી ખુશીથી કાયદાને થાપ આપે છે. મુંબઇની પાર્લામેંટે વેશ્યાઓને રાક્ષસી જુલમમાંથી બચાવવા માટે કુટણખાનાં સદંતર નાબુદ કરવા સાથે વેશ્યાની કમાણી ખાનાર સ્ત્રી યા પુરૂષ સર્વને સજા કરનારો સુધારો કાયદામાં કરવાની જરૂર છે.

જે દેશોએ વેશ્યાઓ સંબંધી કાયદા ઘડયા છે તેમાં "કુટણખાના" ની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે " જે સ્થલે એકથી વધુ સ્ત્રી વેશ્યાનો ધંધો કરતી હોય તેનું નામ કુટણખાનું !" આવી વ્યાખ્યા સાથે કુટણખાનાં નાબુદ કરનારો કાયદો ઘડવામાં આવે તો વેશ્યાઓ નાબુદ થવાની નથી. તે પછી વેશ્યાઓ એકલી સ્વતંત્ર રીતે એ પાપી ધંધો કરી પોતાનું પેટ ભરશે પણ હાલમાં કુટણખાનાઓમાં તેમનાપર જે સીતમ ગુજરે છે તે નાબુદ થશે.

વેશ્યા ! એ શબ્દજ કેવો ભયંકર છે ? અને છતાં એમાં કેવી જાદુઇ મોહકતા છે ? સમાજ તેમના નામથી અભડાઇ જાય છે ને એજ દંભી સમાજ વેશ્યાની સૃષ્ટિ ઉભી કરે છે. એકલા પૈસા માટે પોતાનું શિયળ વેચનારી સ્ત્રી ખરેખરી વેશ્યા ગણાય છે પણ તે હંમેશાં "વેશ્યા" હોતી નથી. તેના જીવનમાં પણ એવા બનાવ બને છે કે જ્યારે તે "કમાણી" ની દરકાર કર્યા વિના કોઇ પુરૂષ પર આશક પડી તેને પોતાનો "પ્રેમ" થોડીવાર પણ અર્પણ કરે છે એ વખતે તે વેશ્યા મટીને સ્ત્રી થાય છે. જેમ કેટલીક વેશ્યા કોઈ કોઇ પ્રસંગે "પ્રેમાળ સ્ત્રી" બને છે

તેમ કેટલીક પરણેલી સ્ત્રીઓ કોઇ વાર ને કોઇ કોઇ હંમેશાં "વેશ્યા" નીજ સ્થિતિમાં રહે છે. ફરક એટલોજ કે પરણેલી સ્ત્રી અનેક પુરૂષોપર નહિ પણ એકપરજ પોતાનું જાદુ અજમાવે છે. બન્ને સ્ત્રી પુરૂષ એક બીજા પ્રત્યે કુદરતી વાસનાથી આકર્ષાઈ એક થાય તે શિવાયના સઘળા સંબંધો વેશ્યાવિહાર જેવાજ છે. પરણેલી સ્ત્રી વસ્ત્રાલંકાર માટે પોતાના પતિને નાજનખરાંથી મુગ્ધ કરી પોતાની ધારેલી વસ્તુ મેળવી લે તે પ્રસંગે તે "પત્ની"ની નહિ પણ "વેસ્યા"ની ભૂમિકાજ ભજવે છે અને એટલા માટે આધુનિક દમ્પતિ જીવનને ઓસ્કાર વાઇલ્ડ "કાયદાસર વેસ્યાવૃત્તિ" કહે છે ! પુરૂષ કોઇપણ જાતની લાગણી વિના પૈસાની મદદથી સ્ત્રીનું શરીર ઘડીભર અથવા જીવનભર ખરીદે છે અને સ્ત્રી બક્કાલ જેવી વેપારી વૃત્તિથી પોતાનું શરીર વેચે છે તે વેશ્યાવૃત્તિજ છે. હિંદમાં તો વેશ્યાઓની સંસ્થા જુગ જુગ જુની છે એટલુંજ નહિ પણ તેને ધર્મ સાથે જોડી દેવામાં આવી છે. દક્ષીણ હિંદમાં "નાયકણી" અને "દેવદાસી"ને નામે જે સ્ત્રીઓ ઓળખાય છે તેઓ વેશ્યાજ થાય છે અને તેમાં તેમના માબાપો કંઇ શરમ માનતા નથી.

જુના જમાનાથી હિંદમાં વેશ્યાની સંસ્થા અસ્તિત્વમાં આવેલી જણાય છે. પ્રાચીન કાળમાં રાજાઓ અને શ્રીમંતોના પુત્રોને બત્રીસ લક્ષણા થવાની કલા શીખવા માટે ગુણિકાઓને ઘેર રાખવામાં આવતા હતા એ વાત ઘણાએ સાંભળી હશે એ વાત સાચી હો વા ખોટી પણ આ દેશમાં દેવદાસી જેવી જાતની હસ્તીજ બતાવે છે કે વેશ્યાની સંસ્થા અતિ પ્રાચીન કાળથી ચાલી આવે છે. પણ પશ્ચિમની પેઠે અત્રે વેશ્યાઓની બદીથી પ્રજાને ત્રાહી ત્રાહી પોકારવી પડી નથી. તેનું કારણ એ લાગે છે કે આપણામાં એકથી વધુ સ્ત્રીઓ રાખવાનો રિવાજ હતો અને હજુ છે. પુરૂષના ભમાટા સ્વભાવ પ્રમાણે તે એકજ સ્ત્રીથી સંતુષ્ટ થતો નથી, તેને વિધવિધતા જોઇએ છે. આ દેશમાં મુસલમાનો એકી સાથે ચાર ચાર સ્ત્રીઓ પરણી શકે છે. હિંદુઓમાં પણ એકપર બીજી ને બીજીપર ત્રીજી સ્ત્રી પરણવાનો રિવાજ ચાલુ છે. વળી

કેટલીક નાતો એવી છે કે જેમાં ઉપપત્ની (રખાત) રાખવામાં "ખાનદાની' મનાય છે. આ બધા રિવાજોને આજનો ભીખારી "જેન્ટલમેન" ભલે "જંગલી" ગણીને હસી કાઢે પણ ખરી વાત એ છે કે વીસમી સદીની પહેલાના હિંદુ મુસલમાનો એકથી વધુ સ્ત્રીને પાળવાની આર્થીક શક્તિવાળા હતા અને તેથી તેઓ પોતાની વાસના યથેચ્છ રીતે સંતોષી શકતા. આજે ગુજરાન માટે કાતિલ હરિફાઇ થાય છે. એકના પેટ ભરવાનાં વાખા હોય ત્યાં આજનો "જેન્ટલમેન' ત્રણ ચાર સ્ત્રી શી રીતે રાખી શકે ? અશક્તિમાન ભવેત્ સાધુ એ નિયમ પ્રમાણે તે જીવતીપર બીજી પરણનારાઓને ધિક્કારે છે અને એક પત્નીવ્રતના રાગડા ગાય છે પણ તેથી તે રામચંદ્ર જેવો થઇ જાય છે ? નહિ. તે વેસ્યાવિહારી થાય છે અને કવચિત કવચિત વેશ્યાના બજારૂ પ્રેમની ખરીદી કરી તે "એક પત્નીવ્રતધારી" ગણાય છે ! આવા દંભીઓને લીધેજ વેશ્યાની સૃષ્ટિ વધતી જાય છે.

ગામમાં વેશ્યાની બદી હોવાનો સંભવ નથી. મોટે ભાગે ગામના જુવાનો પરણેલા હોય છે. અને જેઓ કુંવારા હોય તેમને પરણવાની આશા હોય છે. ગામ હોય ત્યાં ઢેડવાડો હોય તે પ્રમાણે ગામમાં પણ વંઠેલા સ્ત્રીપુરૂષો હોય છે પણ આપણા ગામડાની રચના એવી હોય છે કે "છુપો પ્રેમ" કરતાં ઘણી મુશ્કેલી નડે છે. શહેરમાં તેવું કશુ હોતું નથી. શહેરમાં નાટક સીનેમા વિગેરે પ્રેમોત્તેજક સાધનોની વિપુલતા હોય છે. ગામ કરતાં શહેરનો વતની ખરૂં જોતાં કંગાળ હોય છે પણ તેનો હાથ છુટો હોય છે અને પૈસા ખરચતાં શહેરનો જુવાનીઓ વિચાર કરતો નથી. જુવાનીની આરંભમાં ખરાબ સોબતથી, દેખાદેખીથી, શૃંગારી નાટકચેટકથી તે સ્ત્રીની સુંદરતાનો લ્હાવો લેવા પ્રેરાય છે અને બાઝારૂ પ્રેમને "સાચો પ્રેમ" માની વેશ્યાવિહારીની દીક્ષા લે છે !

યુરોપ તરફ નજર કરતાં ત્યાં પણ મોટા શહેરોમાંજ આ બદી પોતાની ઝેરી અસરથી પ્રજાજીવનને પાયમાલ કરતી જણાય છે. યુરોપની નકલ કરી હિંદમાં સ્થપાતાં મુંબઇ, અમદાવાદ, કલકત્તા અને કરાંચી જેવા શહેરો યુરોપીઅન શહેરો જેટલાજ ભયંકર થવા લાગ્યા છે. અને આ શહેરોમાં વેશ્યાનો ધંધો યુરોપના

ધોરણપરજ ચાલે છે. મધ્યકાલિન યુગમાં યુરોપની પ્રજા વેશ્યા વિહારને ખાવા પીવા જેટલોજ જરૂરી ગણાતી હતી અને તેથી ગામે ગામે "જાહેર સ્ત્રીઓ" ના ખુલ્લા અડ્ડા હસ્તીમાં આવ્યા હતા. પણ ગરમીના રોગો ફાટી નીકળતાં અને પ્રજા જાગ્રત થતાં ગામ તથા શહેરમાંથી હવે કુટણખાનાં નાબુદ કરવામાં આવ્યા છે અને લશ્કર માટેની વેશ્યાઓ પણ ઘટતી જાય છે. આજે યુરોપના ગામડામાં વેશ્યાવૃત્તિનું નામ નિશાન પણ નથી પણ ત્યાં "છુપા પ્રેમ"ના નાટકો ભજવાય છે, શહેરોમાંજ હવે વેશ્યાવૃતિ ચાલે છે કેમકે શહેરમાંજ વેશ્યાઓનો ધંધો ધીખતો ચાલે એવી હાલત છે.

મુંબઇ શહેરમાં વેશ્યાઓની સંખ્યા ભયંકર હદે વધી ગઇ છે અને વધતીજ જાય છે. ઉત્તર હિંદ અને દખ્ખણ તરફના કેટલાક બદમાસો આ લોહીનો વેપાર વ્યસ્થિત રીતે ચલાવે છે. મુંબઇ સરકારે નીમેલી "વેશ્યાવૃત્તિની તપાસ કરનારી કમીટી"ના રીપોર્ટપરથી જણાય છે કે આ બદમાસો કમનસીબ સ્ત્રીઓનો વેપાર ભાજી પાલાની પેઠેજ કરે છે. જે શહેરમાં જેવી સ્ત્રીઓની જરૂર હોય ત્યાં તેવીજ સ્ત્રીઓને તેઓ મોકલી આપે છે. જેમ જેમ વેશ્યાનું યોવન અને સૌન્દર્ય કરમાતું જાય તેમ તેમ તેની દશા બુરી થતી જાય છે અને આજે ભવ્ય દિવાનખાનામાં અયશઆરામમાં રહેનારી સ્ત્રી થોડાજ વખતમાં અંધારી ગંદી કોટ-ડીમાં જઇ પડે છે. વળી આ નીચ ધંધો ચલાવનારા બદમાસો વિવિ-ધતા પુરી પાડવાને માટે કરાંચી, મુંબઇ, કલકતા વિગેરે શહેરોમાં પોતાના પંઝામાં સપડાયલી સ્ત્રીઓની અદલા બદલી કર્યા કરે છે અને એ રીતે "માંગ અને ખપ" ના વેપારી નિયમ પ્રમાણે આ સુધરેલા જમાનામાં આ ક્રૂર ગુલામી ચાલુ રહે છે.

પુરૂષોને વેશ્યાઓની જરૂર છે? પુરૂષોને ગમે કે ન ગમે તોપણ અમારે શરમ સાથે કબુલવું પડે છે કે હજારો સ્ત્રીઓને અધમ વેશ્યા બનાવી તેમની જીંદગીની પાયમાલી કરવા માટે પુરૂષોની સ્વચ્છંદ જંગલી વાસનાજ જવાબદાર છે. પુરૂષ સ્વતંત્ર છે, કમાઉ છે, સ્વચ્છંદી છે તે ગમે તે કરી શકે છે. આથી તે પોતાની વાસના તૃપ્ત કરવા માટે "વેશ્યાની સૃષ્ટિ" ચલાવી લે છે. સમાજના

નેતાઓએ આ ભયંકર બદીપર વિચાર કરી યોગ્ય પગલાં લેવાની સરકારને ફરજ પાડવી ઘટે છે. જાહેર રસ્તાપર વેશ્યાઓ છડેચોક બારીએ ઉભી રહી રસ્તે જતા માણુસો તરફ જોઇ હસે, અંગમરોડ અને બીજા હાવભાવથી તેમને આકર્ષે તેથી જેમને બીલકુલ ઇચ્છા ન હોય તે પણ એકવાર કુતુહલને ખાતર આ ઝેરી પણ મોહક મંદિરની મુલાકાત લઇ આવે છે ને એક વાર એ પાપની દીક્ષા લીધા પછી તે તેનો પાકો ચેલો થઇ જાય છે.

કુંવારા અથવા વિધુર પુરૂષો પોતાની વાસના તૃપ્ત કરવા માટે વેશ્યાને આશરે જાય તે સમજી શકાય એવી વાત છે પણ પરણેલા અથવા જેઓને સમાજમાંથી ગમે તેટલી માશુકો મળતી હોય એવા પુરૂષો શા માટે વેશ્યાને આંગણે જતા હશે? આ સવાલ એક અતિ વિકટ સમસ્યા રજુ કરે છે અને છતાં જરા વિચાર કરતાં જણાશે કે રૂપરૂપની પરી જેવી પદ્મિની ઘરમાં ડોલતી હોવા છતાં ઘણા બુધ્ધિશાલી અને સંસ્કારી પુરૂષો વેશ્યાને ઘેર જાય છે. કાલિદાસ જેવો સમર્થ કવિ વેશ્યાગામી હતો એમ ઇતિહાસ પરથી જણાય છે, ઇંગ્લંડના પ્રખ્યાત નવલકથાકારો ગોલ્ડસ્મીથ, ઓસ્કાર વાઇલ્ડ વિગેરે પણ એવાજ "વંઠેલા" હતા. બદનક્ષીના કાયદાની બેધારી તલવારને લીધે અમે આપણા જાહેર પુરૂષોના નામ દઇ શકતા નથી. પણ જેઓ આંખો ખુલ્લી રાખીને ફરતા હશે તેમને ખબર હશે કે આપણા કેટલાક નીપુણ રાજદ્વારીઓ, કવિઓ, નવલકથાકારો વકતાઓ, વકીલ બેરીસ્ટરો વિગેરે સમાજના સ્તંભ ગણાતા પુરૂષો કોઇને કોઇ છેલછબીલી વેશ્યાના આશક હોય છે! શું તેમને અક્કલ નથી? તેઓને સ્ત્રી મળતી નથી? તેઓ પરણી શકે એમ નથી? શા માટે આવા સંસ્કારી પુરૂષો વેશ્યાવિહારી થાય છે?

આ વિકટ પ્રશ્નનો માનસશાસ્ત્રી એવો જવાબ આપે છે કે સંસારના રીત રિવાજોથી અનેક રીતે દબાઇ ગયલા પુરૂષને કોઇવાર એ બધા બંધનો તોડી નાખી સ્વચ્છંદ વિહાર કરવાનું મન થઇ જાય છે અસલના જમાનામાં જ્યારે નીતિ અને પવિત્રતાની વ્યાખ્યા બહુ કડક ન્હોતી ત્યારે પુરૂષ પોતાની વાસના જાહેર રીતે જરાપણ શરમાયા વિના તૃપ્ત કરી શકતો આપણા રાજાઓજ

માટા "જનાનખાના રાખવામાં માન સમજતા હતા તે પરથી પ્રજામાં પણ એકથી વધુ સ્ત્રી રાખવાનો રિવાજ હોવો જોઇએ તે સ્પષ્ટ થાય છે. હવે એકજ સ્ત્રી પરણવામાં ખાનદાની ગણાય છે. પરસ્ત્રી તરફ જોવાની સમાજ અને કાયદાની મના છે. દુનિયાનો ભય, પોતાની પ્રતિષ્ઠા સાચવવાની કાળજી, આર્થીક સ્થિતિ વિગેરે વિગેરે કારણોને લીધે પુરૂષને પોતાની વાસના દાબી દેવાની ફરજ પડે છે એ વાસના કોઇવાર ભયંકર જોસથી ફાટી નીકળે છે ને તે વખતે ગમે તેવા સંસ્કારી અને મહાન પુરૂષને પણ ઘડીભર પોતાનો દરજ્જો, જાતભાત સર્વ ભૂલી જઇને નિરંકુશ મોજ કરવાનું મન થઇ આવે છે. આ અતિ સૂક્ષ્મ કારણને લીધે કવિઓ, નવલકથાકારો અને મુત્સદીઓ કેટલાક બદીઓના છુપી રીતે ગુલામ થયલા હોય છે. એ શિવાય તેમના આવા વર્તનનો બીજો બુધ્ધિગ્રાહ્ય ખુલાસો મળી શકતો નથી.

---

## પ્રકરણ ૧૭ મું.

### ગરમીના રોગો.

મોટા શહેરોમાં વેશ્યાઓની બદીને લીધે પરમા ચાંદી રોગો એટલા બધા વધી ગયા છે કે યુવાન પ્રજાને એ ભયંકર રોગોથી સાવધ કરવાની સમાજની પવિત્ર ફરજ છે કોઇ પૂછશે કે પરમા ચાંદી વિષે આપણે શા માટે બકબક કરવી જોઇએ? કોઇપણ બદી નષ્ટ કરવા માટે તેના કારણો નષ્ટ કરવા જોઇએ. કારણ નષ્ટ કરતાં બદી એની મેળે નષ્ટ થશે. સાપનેજ મારી નાખીએ તો પછી તેના ઝેરથી ડરવાનું રહેતુ નથી પણ ચાંદીના વધતા જતા રોગોના કારણો શી રીતે દુર કરવા? દિનપરદિન પ્રજાની ગરીબી વધવાથી કુંવારાઓની સંખ્યા વધતી જાય છે અને શહેરી જીવન ગાળનારાઓ વેશ્યા વિહારી બની પ્રજા જીવનને પાયમાલ કરી રહ્યા છે. સમાજ નીતિ ને નામે એકથી વધુ સ્ત્રી પરણવાની મના કરે છે પણ વેશ્યા-વાડા દાબી દેતી નથી. ચાંદીના બધા રોગીઓને આજે કોઈ સાજા કરી નાખે તોપણ આવતી કાલે એ રોગ પાછો નવા સ્વરૂપમાં ફાટી નીકળશે, જે કારણથી એ રોગ પહેલા થાય છે તેજ કારણથી તે વારંવાર થયા કરે છે. વળી ચાંદીનો રોગ ચેપી હોવાથી એ રોગથી પીડાતો દર્દી અનેક નિર્દોષ અને નિરોગી જીંદગીને પણ રોગી બનાવે છે. ચાંદીની દવા તરીકે હર વખતે આયોડાઈ ઓફ પોટેસીઅમ અને પારો (Mercury) વાપરવામાં સાર નથી કેમકે કુદરતના પ્રત્યેક કાનુનનો ભંગ થતાં કોઈ નવોજ અસાધ્ય રોગ થાય છે માટે સમ્પૂર્ણ નિરોગી થવા માટે કુદરતના સર્વ કાનુનો પાળવા શિવાય બીજો રસ્તોજ નથી.

"પ્રેમના કાયદા અને ભેદ" (Laws and Mysteries of Love) નામના ગ્રંથમાં એલેકઝાંડર વેઇલ જણાવે છે કે એક પછી એક અથવા થોડા સમયને અંતરે બે નિરોગી સ્ત્રી સાથે સંભોગ કરનારા પુરૂષને પણ ચાંદી થવાનો ભય છે કામવાસનાની કોઇ પણ જાતની અતિશયતા ગરમીના રોગ પેદા કરવાને પૂરતી છે આ મત

પ્રમાણે એમજ લાગે છે કે ગરમીના રોગો કયામત સુધી ચાલુ રહેશે પણ તેમ નથી આધુનિક શોધખોળપરથી વૈદક શાસ્ત્રીઓ ગરમીના રોગો સદંતર નાબુદ કરવાની શકયતા બતાવે છે.

કેટલાક એમ માને છે કે રતિકેલી કરવી એ પાપ છે અને એ પાપની સજા ગરમીના રોગ છે. ધાર્મિક અને નૈતિક નજરે આ માન્યતા ગમે તેટલી અસરકારક હોય પણ તે ખોટીજ છે. આપણા પ્રાચીન વડીલોના યુગમાં ગરમીના રોગો ન્હોતા. ગરમીના દરદોના ઇતિહાસપરથી જણાય છે કે એ રોગો પાંચ છ સદીથીજ શરૂ થયા હતા. તેની પુર્વે એવા રોગો થતા હશે પણ તે હાલના જેટલા ભયંકર ન હતા કેમકે તે જમાનામાં હાલના જેવા ભયંકર શહેરો, અને ત્રામ, ત્રેન અને સ્ટીમર માર્ગે રોગનો ફેલાવો કરવાની સગવડો ન હતી. અનેક ડોકટરો આજે પણ એમ માને છે કે ગરમીના રોગો દુનિયાના આરંભથી ચાલ્યા આવે છે અને જગતના અંત સુધી તે ચાલુ રહેશે. પણ વૈદક શોધ તેમ કહેતી નથી. રશીઆના કેટલાક જીલ્લામાં ૯૦ ટકા વસ્તી સંભોગ વિના ફકત ચેપથીજ ચાંદીના રોગની ભોગ થઈ પડી હતી. તે પરથી જણાય છે કે આ રોગ ઘણોજ ચેપી છે. કેટલાકોને પહેલીજ વાર સ્ત્રીના સંસર્ગમાં આવતાં ચાંદી થઈ જાય છે. જ્યારે કેટલાક અથંગ કામીઓ અગાઉથી સાવચેતી રાખીને ગમે તેમ યથેચ્છ વિહાર કરે છે છતાં તેમને જવલ્લેજ એ લાગુ પડે છે. કેટલાક નાદાન બાળકોને પોતાના માબાપનો આ રોગ વારસામાં મળે છે અથવા કોઇનો ચેપ લાગવાથી બાળકો રોગી થાય છે. આ પરથી જણાશે કે ચાંદી ખરાબ સ્ત્રી સાથના સંબંધથીજ થતી નથી પણ કોઈના ચેપથી પણ થાય છે. ટુંકમાં ચાંદી ચાંદીમાંથીજ જન્મે છે. આ ભયંકર દૈત્યને મારી નાખવાથી એકેએક વ્યકિત અને દરેક દેશની સમાજની ફરજ છે.

ઇતિહાસ તરફ નજર કરતાં જણાય છે કે ચાંદી (syphilis) નો રોગ પંદરમી સદીમાં જન્મ પામ્યો હતો. અઢારમી અને ઓગણીસમી સદીના પ્રખ્યાત યુરોપીઅન ડાકટરો પણ આ વાત માનતા

હતા. ઓગણીસમી સદીના ઉતરાર્ધ સુધી ચાંદી અને પરમાને એકજ જાતનો રોગ યુરોપીઅનો માનતા હતા. આજે સ્થિતિ બદલાઈ ગઇ છે. આજે જગત્ જાણે છે કે ચાંદી ભયંકર ચેપી રોગ છે અને તે આખા શરીરને ફોલી ખાય છે જ્યારે પરમો ફક્ત સ્થાનિક રોગ છે. જુના જમાનાના જે હાડપિંજર મળી આવ્યા છે તેમાં અતિ પ્રાચીન હાડકાંપર ચાંદીના રોગના ચિન્હો જણાતાં નથી. અમેરિકાની કોલંબસે શોધ કીધા પછીના જમાનાના હાડપિંજરો ચાંદીના ચેપવાલા માલુમ પડયા છે અને ૧૪૯૪ તથા ૧૪૯૫ માં ફ્રાન્સનો રાજા આઠમો ચાર્લ્સ ઇટાલી પર હલ્લો લઇ ગયો હતો તે પછી ચાંદીનો રોગ દુનિયામાં ફેલાઈ ગયલો લાગે છે.

ડો. ઇવાં બ્લોશ "ચાંદીની ઉત્પત્તિ" (origin of syphilis) માં અનેક પુરાવાઓ સાથે જણાવે છે કે ચાંદીનો રોગ કોલંબસના ખલાસીઓએ સ્પેનમાં પહેલ વહેલો ૧૪૯૩–૯૪ માં દાખલ કર્યો હતો. એ ખલાસીઓ આ રોગ મધ્ય અમેરિકા અને ખાસ કરીને હઇતી (Hayti) ટાપુમાંથી લઇ આવ્યા હતા. સ્પેનમાંથી ચાર્લ્સ આઠમાના લશ્કરના સૈનિકો આ રોગને ઇટાલીમાં લઇ ગયા કે જ્યાં તે મરકીની પેઠે ફાટી નીકળ્યો હતો. લશ્કર વીખેરી નાખ્યા પછી સૈનિકો એ રોગને યુરોપના બધા દેશમાં લઇ ગયા હતા. હિંદ, જાપાન અને ચીનમાં આ કાતિલ રોગ ફીરંગીઓ લઇ આવ્યા હતા. શરૂઆતમાં આ રોગ ઘણોજ નાશકારક પુરવાર થયો હતો. હાલના કરતાં તે વખતે ચાંદીએ માનવજાતિની ભયંકર કતલ ચલાવી હતી. એ રોગનો પહેલો હલ્લો બધી પ્રજાને ભયંકર લાગવાનું કારણ એ હતું કે તે પહેલાં એ રોગની કોઇને ખબરજ ન્હોતી. ચાર સદી પછી આજે એ રોગની તીવ્રતા કંઇક ઓછી થઇ છે છતાં જ્યાં તારના દોરડા ને રેલના પાટા નથી એવા મૂલકમાં જો કોઇ "શહેરી" આ રોગ લઈ જાય છે તો ત્યાં તેની પ્રથમ અસર કાતિલજ જણાય છે આવા રોગને આપણે વિસ્ફોટક કહીએ છીએ.

આ રોગનો આરંભ ચાંદીથી થાય છે. ગુહ્યેન્દ્રિયપર થતાં નાના ફોલ્લા અથવા ચાંદા હંમેશાં ગરમીનાજ હોય એમ માનવાનું નથી.

કેટલાક ચાંદા ગરમીના હોય છે. જ્યારે કેટલાક સાધારણ પણ હોય છે. આયુર્વેદમાં વિસ્ફોટક, ઉપદંશ, પ્રમેહ વિગેરે ગરમીના દરદોની અનેક દવાઓ વર્ણવવામાં આવી છે પણ આપણા ઘણા વૈદરાજો હવે માનવજાતિનું કલ્યાણ છોડી દઈ ફક્ત પેટ ભરવાને માટે "ઉંટ વૈદો" બની બેઠા છે અને તેઓ વિધિપૂર્વક ઉત્તમ દવાઓ બનાવતા નથી તેથી દેશી વૈદક મરતું જાય અને આવા કાતિલ રોગો માટે આપણને પરદેશી વૈદોપર આધાર રાખવો પડે છે. ૬૦૬ નંબરના જર્મન ઇન્જેક્શનથી વિસ્ફોટક અને ચાંદીનો રોગ મટી તે મુળમાંથી જતો હશે કે કેમ તે વિષે શંકા છે. આ લેખકની તપાસ દરમિયાન તેની ખાત્રી થઈ છે કે કેટલાક દેશી વૈદો પાસે વિસ્ફોટકની રામબાણ દવા છે પણ તેઓ પોતાની દવાની બનાવટ જાહેર કરી દઈને પ્રજા કલ્યાણ કરવાની જરૂર જોતા નથી.

યુરોપમાં ગરમીના દરદોની દવાઓ વિષે અનેક અનુભવી ડોકટરોએ જનતાના લાભ માટે અસંખ્ય પુસ્તકો પ્રગટ કર્યા છે. ૧૮૭૯ માં એલ્બર્ટ નીસરે પરમાના જંતુઓ શોધી કાઢ્યા ત્યારથી ગરમીના રોગોની દવાઓ શોધવા માટે વિજ્ઞાનિક પધ્ધતિથી અનેક કોશિષો થઇ છે. ૧૮૮૯ થી ૧૮૯૨ સુધીમાં ડયુક્રી અને યુનાએ ઉપદંશના ફોલ્લાની ચિકિત્સા કરવાના માર્ગો શોધ્યા અને તે પછી ૧૯૦૩ થી ૧૯૦૬ સુધીમાં તો અજબ જેવી શોધો થવા પામી હતી. ૧૯૦૩ માં એલી મેનીકોફ (Eli Metchnikoff) વાંદરાને રસી મુકી તેને ગરમીવાળો બનાવવામાં સફળ થયો અને તે પછી પશુઓ પર પ્રયોગો કરી દવાઓ શોધવા માંડી અને અંતે એક જર્મન ડોકટરે ૬૦૬ નંબરની અસરકારક રસી શોધી કાઢી છે જે આજે ઉત્તમ ગણાય છે.

ચાંદી અને વિસ્ફોટકનો રોગ એટલો બધો ચેપી છે કે તેનાથી ઘણાજ ચેતેલા રહેવાની એકેએક વ્યકિતની પવિત્ર ફરજ છે. ચુંબન લેતાં, ચાંદીના રોગીએ કરાવેલી હજામતવાળા અસ્ત્રાથી હજામત કરાવતાં, રોગીના ગ્લાસમાંથી પાણી પીતાં યા તેના રુમાલથી રોગી સ્ત્રી યા પુરૂષના સંબંધથી આ રોગ થાય છે કારણે વીર્ય દ્વારા ચાંદીનો ચેપ જલદી લાગે છે. શરીરના ગુહ્ય ભાગમાં નાનું સરખું એક ચાંઠું પડયું હોય કે તરતજ ચાંદીનો ચેપ તેને લાગુ પડીને ગંભીર રૂપ ધારણ કરે છે, બે ચાર અઠવાડીયા સુધી ચાંદીનો ચેપ બ્હાર જણાતો નથી પણ તે પછી શરીરના ચેપવાળા ભાગ આગળ વિચિત્ર લાલ રંગના ચાંઠા દેખાવા માંડે છે. અને ધીમે ધીમે તે પાકીને તેમાથી પરૂ વહે છે. એકવાર આ ચેપી ઝેર શરીરમાં દાખલ થયા પછી તે આખા શરીરની પાયમાલી કરવા માંડે છે અને ગાલ, ઓઠ. મ્હો, હાથ પગ વિગેરે જગ્યાએ ચાંડા પડે છે જો વખતસર ઇલાજ લેવામાં ન આવે તો શરીરના અવયવો ખવાવા માંડે છે. અને ધીમે ધીમે માણસ મોતની નજીક જતો જાય છે.

લીવરને એ રોગ લાગુ પડે છે તો ખોરાક પચતો નથી અને હોજરી કામ કરતી નથી. મગજને ફીરંગીસનો ચેપ લાગુ પડયા પછી ચાલુ માથું દુખે છે અને માણસ સ્મરણ શકિત ગુમ થતી જાય છે. આંખને પણ એ રોગ લાગુ પડે છે અને ઘણા જણે એ રાગથી આંખોનાં નુર ગુમાવ્યા છે. આ રોગને શરૂઆતથીજ દાબી દેવાની જરૂર છે. આયોડાઇડ ઓફ પોટેશીઅમ, આયોડાઇડ મલમ, નાઇટ્રેટ ઓફ સીલ્વરનું સોલ્યુશન અને ૬૦૬ નંબરનું ઇંજેકશન વિગેરે દવાઓ સફીલીસ માટે વપરાય છે પણ તે ડોકટરદ્વારાજ લેવી જોઇએ. ઉંટ વૈદું કરવા જવાથી રજનું ગજ થઇ ભયંકર પરિણામ આવવા પામે છે.

પરમાના રોગને અત્યાર સુધી બહુ ગંભીર માનવામાં આવતો ન હતો પણ આધુનિક વૈદક વિદ્યા હવે એ રોગને પણ ભયંકર માને છે. સ્ત્રી અને પુરૂષ ઉભયને પરમાની વ્યાધિથી અસહ્ય વેદના થાય છે. પેશાબમાં બળતરા થવા માંડે એ આ રોગની પહેલી નિશાની

છે બળતરા થયા પછી ગુહ્યેન્દ્રિયમાં જખમ થાય છે અને પરૂ અથવા રસી વહેવા માંડે છે આ સ્ત્રીઓ માટે વધુ ભયંકર છે. પરમાના રોગથી ઘણી સ્ત્રીઓએ અકાળે જુવાની ગુમાવી વંધ્યત્વ મેળવ્યું છે. પુરૂષ પણ આ રોગથી નામર્દ જેવો બની જાય છે અને તેનું રોગી વીર્ય સંતતિ ઉત્પન્ન કરી શકતું નથી.

ચાંદીનો ચેપ શરીરના ગમે તે ભાગમાં ગમે તે રીતે લાગી જાય છે પણ પરમા વિષે એમ કહેવાતું નથી. પરમો રોગી સ્ત્રી પુરૂષના સંભોગથીજ થાય છે અને પુરૂષ તથા સ્ત્રી ઉભયને ગુહ્યેન્દ્રિયમાં બળતરા થઈ અસહ્ય વેદના સહન કરવી પડે છે એકના શરીરમાંથી પ્રમેહના જંતુ બીજાના શરીરમાં દાખલ થતાંજ આ રોગ જન્મ લે છે. પ્રમેહના જંતુ વિના પણ પેશાબ બળે છે અને રસી વહે છે આ સાદો પ્રમેહ છે અને તે સાર્સાપરિલાથી, કડવા લીંબડાનું પાણી પીવાથી તથા ડોકટરની દવાથી જલદીથી સાજે થઇ જાય છે.

ગંભીર પ્રમેહ બીજી જાતનો હોય છે. ચેપ લાગ્યા પછી બેથી પાંચ દિવસમાં પિશાબમાં આગ બળે છે અને રસી વહેવા માંડે છે ગુહ્યેન્દ્રિયના આગલા ભાગની ચામડી લાલ થઇ જાય છે અને ગુહ્યેન્દ્રિય દાબતાં પ્રથમ સફેદ અને પછી પીળી યા ઝાંખી લીલી રસી વહે છે, બળતરા, રસી અને વેદના તે પછી વધતીજ જાય છે; બેચેની વધે છે; કંઇ ગમતું નથી; કેટલીક વાર તાવ આવે છે અને દરદીને ખાસ કરીને રાતે પ્રબળ કામવાસના ઉત્પન્ન થઇને ઘણુંજ દુઃખ થાય છે બહુ જુજ દાખલામાં રસીની સાથે લોહી પણ જાય છે. કેટલાક રોગીઓ ત્રણ અઠવાડીઆ પછી એની મેળે સાજા થવાના દાખલા પણ નોંધાયા છે પણ એવું સામાન્ય રીતે બનતું નથી એટલે સહેજ શંકા પડતાં ખોટી શરમ તજી દઇને ડોકટરની સલાહ લેવામાંજ સલામતી છે. થોડા વખત પછી જો દવા ન થાય તો પ્રમેહનો રોગ તીક્ષ્ણ થઇ અંતે અસાધ્ય થઈ જાય છે. રીકોર્ડે ઘણા વર્ષો પૂર્વે લખ્યું છે કે એકવાર પ્રમેહનો રોગ થયા પછી તે માણસ રોગ મુકત કયારે થશે તે પ્રભુ જાણે! આજે ડોકટરોએ રોગને અસાધ્ય માનતા નથી છતાં એ રોગ હઠીલો હોવાથી લાંબી મુદતેજ સાજો થાય છે અને તેથી દરદી અને ડોકટર બન્ને કંટાળી જાય છે. પરમાના રોગીઓ જો યોગ્ય દવા તત્કાળિક ન કરે તો

આશરે પચાસેક ટકા તો પ્રજોત્પાદક શકિત ગુમાવી બેસે છે. જો એક પણ પ્રમેહનો જંતુ શરીરમાં રહી ગયો હોય તો તે વરસો પછી પણ પોતાનો ભાગ ભજવ્યા વિના રહેતું નથી. ઝવેફેલ નામનો એક ડોકટર કહે છે કે એક માણસને પ્રમેહ થયા પછી તેરમે વરસે તેનાથી એક સ્ત્રીને એ રોગ થયો હતો.

સ્ત્રીઓને માટે તો પ્રમેહનો રોગ આફતકારકજ છે. ૧૮૭૨ માં જર્મન અમેરીકન ડોકટર નોગેરાથે પૂરવાર કર્યું છે. કે સ્ત્રીઓને થતા ઘણા રોગો પ્રમેહના ચેપને આભારી છે.

સ્ત્રીલીંગમાં પ્રમેહના જંતુઓનો વંશ વધતાં વાર લાગતી નથી અને બાહોશમાં બાહોશ ડોકટર પણ સ્ત્રીના શરીરમાંથી એ જંતુઓનો નાશ કરતાં થાકી જાય છે બળતરા, રસીનું વહન, અને તેથી થતી વેદના ઉપરાંત આ રોગથી સ્ત્રીને વધારે સહન કરવું પડે છે. કેટલીકવાર વરસો સૂધી સ્ત્રી આ રોગનો ભયંકર વારસો ભોગવે છે અને પોતાના પતિના પાપને માટે દરેક હીલચાલ વખતે અસહ્ય દુઃખ વેઠે છે. આ રોગથી સ્ત્રીઓ વાંઝણી થઈ જાય છે અને તન તથા મનની વેદના સહન કરતી જેમ તેમ દહાડા પૂરા કરે છે.

આ ભયંકર રોગો કેમ નાબુદ કરવા ? આ રોગો નાબુદ કરવા માટે હાલમાં ત્રણ જાતના ઉપાય લેવાની જરૂર છે.

૧. ચેપ ફેલાતો અટકાવવા માટે પગલાં ભરવા.

૨. સઘળા ગરમીના રોગીઓની વૈદક સારવાર કરવી.

૩. કેળવણી ફેલાવી આરોગ્યના કાનુનોનું પ્રજાને ભાન કરાવવું.

આ રોગોનો ચેપ ન લાગે તે માટે સૌથી પહેલી જરૂર સ્વચ્છતાની છે. સ્ત્રી અને પુરૂષ જો પોતાના શરીર તથા વસ્ત્રો તદન સ્વચ્છ રાખે તો તેમને આ રોગોથી વિશેષ ગભરાવું પડશે નહિ. આપણે ત્યાં દરરોજ સ્નાન કરવાની ધાર્મિક ફરજ નાખવામાં આવી છે તે ખોટી નથી મુસ્લીમો અને યાહુદીઓમાં સુન્નત કરાવવાની ધાર્મિક ક્રિયા કરવામાં આવે છે તેનો હેતુ પણ શરીરને સ્વચ્છ રાખવાનો છે. પુલ્લિંગની ઉપરની ચામડીની નીચેનો ભાગ જો રોજ સ્વચ્છ રાખવામાં ન આવે તો તેમાં એક જાતનો સફેદ મેલ થાય છે અને તે વધી જતાં ચામડીપર ચાંડા પણ પડે છે સુન્નત કરાવનારને ઉપરની ચામડી હોતી નથી તેથી તેમને જલદીથી ચાંદીનો ચેપ

લાગુ પડતો નથી. આ વિષે બ્રીટેન્સ્ટન જણાવે છે કે ડચ ઇંડીઝના લશ્કરમાં ૧૫૦૦૦ સોલ્જરોએ સુન્નત કરાવી હતી જ્યારે ૧૮૦૦૦ યુરોપીઅન સોલજરો સુન્નત વિનાના હતા. ૧૮૯૫ માં સુન્નતવાળા સોલ્જરોમાં ૧૬ ટકા ગરમીનો રોગ જણાયો હતો જ્યારે યુરોપીઅનોમાં એ રોગ ૪૧ ટકા જેટલો હતો. જાણીતો અંગ્રેજી ડોકટર જોનાથન હચીન્સન આ કારણસર બધાની સુન્નત કરાવવાની હિમાયત કરી ગયો છે. જગતના બધા પુરૂષો સુન્નત કરાવે તે સંભવિત નથી એટલે ગરમીના ચેપથી બચવા માટે પુરૂષે અને સ્ત્રીએ દરરોજ સ્વચ્છ રહેવાની જરૂર છે. રતિકેલી પહેલાં અને તે પછી સાબુએ કુવાથી શરીર સ્વચ્છ કરવાથી તથા રતિકેલી પછી તરત પીશાબ કરવાથી આ રોગનો ચેપ લાગવાનો ભય બહુ ઓછો રહે છે.

રોગથી બચવા માટે કેલી પ્રસંગે પેદા થતા આવેશને અંકુશમાં રાખવાની બીજી જરૂર છે. **કોઈપણ પુરૂષે કોઈપણ જાતની કેફી હાલતમાં આના સંસર્ગ આવવું તે રોગને સીધું આમંત્રણ કરવા સમાન છે.** દારૂડીઆને પોતાના મનપર બીલકુલ અંકુશ હોતો નથી. એટલે એવી હાલતમાં કોઇપણ પુરૂષે સ્ત્રીથી દુર રહેવામાંજ સલામતી છે. પ્રેમીઓ અંધકારને ચાહે છે. પણ સલામતી સૂર્યના કિરણો પસંદ કરે છે. કોઇપણ અજાણી સ્ત્રીને માશુક બનાવ્યા પહેલાં તેના આશકે તેના શરીરની બારીક તપાસ કરવી આવશ્યક છે. કપાળપર લાલ ડાઘા, હોઠપર સફેદ ડાઘા, જીભ અને ગળાપર સફેદ ચાંઠા જેવા આકારો વિગેરે જોતાંજ જાણી લેવું કે એ બધી ભયની નિશાની ( ડેન્જર સીગનલ ) છે.

હવે આ રોગમાંથી બચવા માટે બનાવટી ઉપાયો સૂચવતાં ડાકટર બ્લોશ જણાવે છે કે સૌથી જુનામાં જુનો અને વિશ્વાસપાત્ર ઇલાજ રબરની કોથળી ( Condom) વાપરવાનો છે સોળમી સદીમાં ઇટાલીઅન ડોકટર ફેલોપીઅસે આ કોથળી વાપરવાની શોધ કરી હતી. યુરોપ અમેરિકાના બજારમાં આવી જાત જાતની કોથળીઓ વપરાય છે અને ગરમીના રોગોથી બચવા માટે ત્યાંના પુરૂષો તેનો છુટથી ઉપયોગ કરે છે. રબરની કોથળીઓ ટકાઉ હોવાથી તે રોગ સામે સારી પેઠે રક્ષણ કરી શકે છે. ઇંગ્લાંડમાં વેચાતી આવી કોથળીઓપર પ્રખ્યાત નરનારીઓની છબી પણ આપવામાં આવે છે આવી કોથળી પુરૂષજ વાપરી શકે છે પણ તેથી સ્ત્રીનું પણ આપોઆપ રક્ષણ થાય છે.

# પ્રકરણ ૧૮ મું.

## લગ્ન અને રતિશાસ્ત્ર.

માનવજાતિ ક્યારથી શરૂ થઇ અને પ્રારંભમાં તે કેવા રીત રિવાજ પાળતી મનુષ્યનો સ્વભાવ, સ્ત્રી પુરૂષને થતી વાંછના અને જુવાનીમાં પ્રકટ થતા અનિવાર્ય આવેશના અભ્યાસ પરથી એવા મતપરજ આવવું પડે છે કે માનવજાતિના આદિકાળમાં લગ્ન શરૂ થયા તે પહેલાં ગમે તેની સાથે પ્રેમ સંબંધ બાંધવામાં આવતો હતો. ધીમે ધીમે સંજોગોને વશ થઇને એક સ્ત્રીએ એકજ પુરૂષે લગ્ન સંબંધથી જોડાવાનો આદર્શ અસ્તિત્વમાં આવ્યો છે. આદર્શ તરિકે એક પત્નિવ્રત અને એક પતિવ્રત બહુ સુંદર જણાય છે પણ આજના સુધરેલા જમાનામાં માનવજાતિ ઔધ્યિક અને વિજ્ઞાનિક ક્ષેત્રમાં આગળ વધી છે તે છતાં ગમે તેની સાથે પ્રેમ કરવાની વૃત્તિ નષ્ટ થઇ નથી જુના જમાનામાં સ્ત્રી પુરૂષના સંસર્ગમાં આજના જેટલા અંકુશો ન્હોતા રાજાઓ, સરદારો અને ગૃહસ્થો અનેક સ્ત્રીઓ રાખતા હતા અને સ્ત્રીઓ પણ ગમે તેટલા પ્રેમીઓ કરતી હતી. એ જમાનાને જંગલી કહી ધિક્કારી કાઢનારાઓનો તોટો નથી પણ જેઓ આંખ ખુલ્લી રાખીને ફરતા હશે તેઓ આજે પણ જોઇ શકશે કે નીતિ અને પવિત્રતાની છાતી ફાડી નાખનારી બાંગો મારવા છતાં મનુષ્ય સ્વભાવ હજુ પણ જેવો ને તેવોજ રહ્યો છે. આજે પણ કેટલાક પ્રદેશોમાં સ્ત્રી પુરૂષના સંબંધમાં સ્વચ્છંદતાનુંજ સામ્રાજ્ય ચાલી રહ્યું છે. પાંડવોની પેઠે ચાર પાંચ ભાઇઓ વચ્ચે એક સ્ત્રી પરણવાનો રિવાજ આજે પણ નેપાલ તરફ ચાલુ છે. મહાભારત પરથી જણાય છે કે અર્જુન અને ભીમ જ્યારે જ્યારે પરદેશમાં ગયા હતાં ત્યારે બન્નેએ કોઇને કોઇ રૂપસુંદરી સાથે પ્રેમના નાટકો ભજવ્યા હતા, આજે કોઇપણ યુવાનને પૂછો કે તેણે એક વર્ષમાં કેટલી સ્ત્રી કરી છે ? જો તે પ્રમાણિકપણે આ પ્રશ્નનો જવાબ આપશે તો તેની માશુકોની સંખ્યા સાંભળી તમે જરૂર ભડકી જશો. તેજ પ્રમાણે સ્વતંત્ર વાતાવરણમાં ફરતી રમણીઓ પણ નવા નવા આશકો કર-

વાની શોખીન હોય છે. ગામડામાં અને ખાસ કરીને હિંદુ મુસલમાનોના એકાંત વાતાવરણમાં ઉછરતી યુવાન રમણીઓના શરીર ભલે પવિત્ર રહ્યાં હોય પણ તેમના મનમાં તેઓ અનેક પ્રિયતમોના સ્વપ્નાં જોતીજ હશે! આ ઉપરથી એમ માનવાનું નથી કે આવાં સ્ત્રી પુરૂષો હવસી હયવાન જેવા હોય છે. નહિ તેમ નથી. સ્ત્રી અને પુરૂષનો આત્મા સાચા સહચર માટે વલખાં મારે છે. એવા સહચરના પ્રેમ માટે દરેક આત્મા ભૂખ્યોજ રહે છે અને એવો યોગ્ય સહચર ન મળે ત્યાં સુધી આશક માશુકોની શોધમાં ભટકી ભટકીને સ્ત્રી પુરૂષ બન્ને અટવાયા કરે છે. ભલે ડાહ્યલી દુનિયા આવા સહચર શોધનારાઓને વહી ગયલા અને વંઠી ગયલા ભ્રષ્ટ નરનારીઓ ગણી ધિક્કારી કાઢે પણ દંભી જગતે જાણવું જોઇએ કે જગતના એકેએક સ્ત્રી પુરૂષ એજ વાસનાને વશ વર્તી જીવી શકે છે.

ફીલીપ ફ્રે "એટલ ઓફ સેક્ષીસ" (પાનું ૫૧) માં બંદરોની હાલત દર્શાવતાં લખે છે:—

"બંદરોપર કામવાસના તદન નિર્લજ્જ અને જંગલી રૂપમાં ફાટી નીકળે છે. બંદરોપર દેશ પરદેશથી આવતા ખલાસીઓને જોઇને આપણને જંગલી જમાનાનું ભાન થાય છે. અને આધુનિક સંસ્કૃતિ માટે શરમ ઉપજે છે."

હેરોડીટસ આફ્રીકાની નેસોમોની જાત વિષે જણાવે છે કે જ્યારે એ જાતનો પુરૂષ પહેલી સ્ત્રીનો સ્વીકાર કરે છે ત્યારે પહેલી રાતે બધા મહેમાનો એક પછી એક તે સ્ત્રીની મુલાકાત લે છે અને તેને કંઇ ને કંઈ ભેટ આપી જાય છે. સાઇબીરીઆના ષુરયાત લોકોમાં લગ્ન પહેલાં કુમારો અને કુમારિકાઓ જરાપણ સંકોચ વિના સંસારનો લ્હાવો ભોગવે છે અને તહેવારોમાં તો બધા મનમાં આવે તેની સાથે મહાલે છે. આવા તહેવારો રાતેજ ઉજવાય છે અને તેને "પ્રેમ રાત્રી" એ કહેવામાં આવે છે. ગામડાની નજીક હોળી સળગાવી તેની આસપાસ સ્ત્રી પુરૂષો "નદન" નામનુ નૃત્ય કરે છે. વારંવાર યુગલો બદલાય છે અને અંધારામાં ગુલ થઇ જાય છે. થોડીવારમાં

પાછા ફરી તેઓ પાછા નાચમાં ભેળાય છે અને વળી પાછા ગુમ થઇ જાય છે. દરેક વખતે આશક માશુકની ફેરબદલી થયાજ કરે છે, મારકો પોલો ટીબેટન પ્રજાના એક અજબ જેવા રિવાજની નોંધ લેતાં જણાવે છે કે ત્યાં કોઈ પુરૂષ અક્ષત યોની કુમારિકાને પરણવાનું પસંદ કરતો નથી. ટીબેટન મરદો ભ્રષ્ટ થયલી સ્ત્રીઓને પરણવામાં માન સમજે છે. પ્રવાસીઓ પાસે ટીબેટન કન્યાઓ શિયલ વેચીને પ્રેમની નિશાની તરિકે વીંટી જેવી વસ્તુ મેળવે છે અને જેની પાસે આવા પ્રેમની વધારે નિશાની હોય તે ટીબેટમાં જલદી પરણી શકે છે. ન્યુ હોલેંડ અને દક્ષીણ સ્લાવની પ્રજામાં પણ આવા મન ગમતા પ્રેમ સંબંધ વિના પોતાની શારિરિક વાસના તૃપ્ત કરતી હતી અને લગ્ન સંસ્થા તે પછી સ્થપાઇ હતી. સંસ્કૃતિ, સંસ્કાર, નીતિ અને પવિત્રતા સાથે આપણને હમણાં સંબંધ નથી. આપણે તદ્દન કુદરતી અને શારિરિક વાસના તૃપ્ત કરવા માટે પ્રથમ લગ્ન સંસ્થા હતી કે નહિ ? તેનોજ વિચાર કરીએ છીએ લગ્નમાં આદર્શ વિષે આપણે પાછળથી વિચાર કરીશું. લગ્નગ્રંથિથી જોડાયલાં યુગલો પણ સુખી થતાં નથી. શોપનહોર કહે છે કે આજનો પુરૂષ કાયદાના ડરથી બાહ્યજીવનમાં એક પત્નિનો સ્વામી ગયાણુ છે પણ ખરૂં જોતાં તે અનેક રમણીઓનો પ્રેમી હોય છે. પુરૂષજાતિની આવી અસ્થિર મનોદશા જોતાં એ સિદ્ધ થાય છે કે આદિ કાળમાં પુરૂષો અને સ્ત્રીઓ કોઇપણ જાતના સામાજીક બંધન વિના શારિરિક વાસના ભોગવતા હતા અને ક્રમશઃ સંસ્કૃતિનો પ્રચાર થયા પછીજ લગ્ન કરવાનો રિવાજ અસ્તિત્વમાં આવ્યો હતો.

સમાજનો આધાર કુટુંબોપર છે, મનુષ્ય માત્ર સાથી માટે ટળવળે છે. અને એ કુદરતી પ્રેરણાને લીધે માનવ જાત સહેજ પ્રગતિવંત થતા ટોળાંમાં વહેંચાઇ ગઇ હતી. એવું ટોળું, સંઘ અથવા કોમ રક્ષણ માટે સ્થાપવામાં આવ્યાં હતા, ડોકટર બ્લોશ કહે છે કે આદિ કાળમાં ગમે તે પુરૂષ ગમે તે સ્ત્રીના સહવાસમાં આવતો અને તેને ગમે ત્યારે છોડી દેતો. પાછળથી સંઘ સ્થપાતા સંઘ સંઘ વચ્ચે લગ્ન થવા લાગ્યા. એતો

અર્થ એવો નથી કે એક પુરૂષ એકજ સ્ત્રીનો માલીક થતો. દાખલા તરિકે જો એક સંઘના વીસ પુરૂષો બીજા સંઘની વીસ સ્ત્રીઓને પરણતા તો એ વીસે વીસ પુરૂષો પેલી વીસે વીસ સ્ત્રીના ધણી ગણાતા અને સ્ત્રીઓ પણ એ વીસ પુરૂષોમાંના ગમે તેની સાથે રહેતી. તદ્દન બંધન વિનાના શારિરિક સંબંધ કરતાં આ રિવાજ સારો હતો. પણ તેથી એક યુગલ વચ્ચે ખરો પ્રેમ બંધાતો નહિ. ઓસ્ટ્રેલીઆની કેટલીક જાતોમાં હજુ પણ આવો રિવાજ ચાલુ છે ત્યાં, મિત્રો, મહેમાનો અને સગાઓમાં બૈરીઓની ફેરબદલી વારંવાર થયા કરે છે. એક લેખક કહે છે કે પુરૂષના જંગલી હવસી સ્વભાવને ઠંડો પાડવા માટે આ રિવાજ એકવાર ઉપયોગી હતો. પ્રાચીન કાળમાં ગ્રેટબ્રિટનમાં પણ એવો રિવાજ હતો. જુલીઅસ સીઝર લખી ગયો છે કે "એક ધણી દશ બાર બૈરી પરણતો અને તે બધી તેના ભાઇઓની પણ બૈરી ગણાતી." હિંદમાં આવો રિવાજ હતો તેનું પ્રખ્યાત ઉદાહરણ પાંચ પાંડવ અને દ્રૌપદીનું છે. સ્ત્રીઓની સંખ્યા ઓછી હોવાને લીધે આ રિવાજ પડેલો જણાય છે. આજે પણ આ પ્રાચીન રિવાજના ચિન્હો નેપાલ તરફ જણાય છે. વળી કેટલીક નાતોમાં એક પતિ પોતાની સાળીને પત્ની જેવીજ ગણી લે છે અને વખત આવતાં તેને પરણી જાય છે. હવાઇ ટાપુમાં, ઓસ્ટ્રેલીઆમાં મસાઇ લોકોમાં, દક્ષીણ આફ્રીકામાં હીરેરો જાતમાં ઉત્તર પૂર્વ એશીઆમાં, કોંગોમાં તથા ઉત્તર અમેરીકાના ઈંડીઅનોની કેટલીક જાતોમાં આજે પણ સ્ત્રીઓ ધીરવાનો તથા સ્ત્રીઓની અદલી બદલી કરવાનો રિવાજ ચાલે છે. શુરટઝ નામનો લેખક જણાવે છે કે યુરોપના મજુરોના રહેઠાણો કંગાળ હોવાને લીધે તેમની નીતિ ભ્રષ્ટ થઇને તેમનામાં પણ આવો રિવાજ વખત જતાં દાખલ થાય તે સંભવિત છે.

અગાઉ લગ્નના જુદા જુદા પ્રકારો વિષે આપણે વિવેચન કરી ગયા એ બધાય પ્રકારનો મનુસ્મૃતિમાં ઉલ્લેખ છે. ગંધર્વ લગ્ન, પીશાચ લગ્ન, દેવ લગ્ન, વિધવા પુનર્લગ્ન, મોહ લગ્ન વિગેરે મળીને સ્મૃતિકાર આઠ જાતના લગ્નો જણાવે છે યુરોપની પ્રજા હાલમાં

જેને પ્રેમ લગ્ન કહે છે તે આપણા પ્રાચીન ગંધર્વ લગ્નની વિકૃત નકલ છે. દુષ્યંત અને શકુંતલાના જેવા ગંધર્વ લગ્ન અથવા પ્રેમ લગ્ન આજે તો કવિની કલ્પનામાંજ રહ્યા છે. પશ્ચિમનાં તેજમાં અંજાઇને આપણો યુવાન વર્ગ પાશ્ચાત્ય પધ્ધતિના પ્રેમ લગ્નોની માગણી કરી રહ્યો છે. પણ હાલના પશ્ચિમના લગ્નો દમ્ભના નમુનારૂપ છે. જુવાની આરંભના આવેશમાં સ્ત્રી અને પુરૂષ એક બીજા તરફ આકર્ષાઇને ઉતાવળથી લગ્ન કરી નાખે અને પછી ગાઢ સહસવાસમાં આવતાં એકબીજાને ધિક્કારતાં શીખે જો બન્ને મીઠાશથી સમજી જઇને છુટા છેડા લઇ ન લે તો પરિણામ એ આવે છે કે ધણીરાજ રાતે કલબ અને હલકી થીએટરો અથવા "કાફે"માં મહાલે છે. અને સ્ત્રી પણ પોતાને મનગમતી સ્વચ્છંદતા ભોગવે છે. મુંબઈ જેવા ભયંકર શહેરમાં તમાશા (હુલકીભવાઈ) થાય છે, મુરલીઓના નાચ થાય છે અને એવી અનેક જાતની વાસના તૃપ્ત કરવાની હલકી સગવડો છે તેવુંજ સુધરેલા યુરોપમાં પણ છે. આપણે જેને મુરલીઓ કહીએ છીએ તેવી નાચનારીઓને યુરોપીઅનો "બેલડ ગર્લ્સ" કહે છે અને તેઓ હલકા થીએટરોમાં અથવા દારૂના બારમાં નાચે છે. હજુ સદભાગ્યની વાત છે કે આ દેશની સ્ત્રીઓપર ગુજરાન કરવાની સઘળી ફરજ પુરૂષોએ નાખી દીધી નથી. ગમે તેવો ગરીબ પુરૂષ પણ અત્રે પોતાની સ્ત્રીને ઘરમાં રાખી પેટભર ખાવાનું આપવાની ફરજ સમજે છે પણ ભયંકર ઉદ્યોગવાદને લીધે યુરોપની સ્થિતિ ભયાનક હદે પલટાઇ ગઇ છે. ત્યાં સ્ત્રીઓને જુવાનીની શરૂઆતથીજ કમાવાની ફરજ પડે છે અને આજકાલ સઘળાં પુરૂષો-ચીત કામો સ્ત્રીઓ કરવા લાગી છે. ટ્રામ અને ટ્રેન ચલાવવી, કસરત-બાજી કરવી, તરવાની શરતમાં ઉતરવું, નીશાન બાજી કરવી, શીકાર કરવો, સરકસના ખેલોમાં પુરૂષોના જેવા પરાક્રમો કરી બતાવવા, દુનિયાની મુસાફરીએ નીકળવું, તાર ટપાલ અને ટાઇપીસ્ટ ખાતામાં નોકરી કરવી, દુકાનોમાં વેચનાર થવું, બાર અને હોટલોમાં વેટરેસનું કામ કરવું. નાટક સીનેમામાં અભિનય કળા બતાવવી વિગેરે વિગેરે તમામ ખાતાંમાં સ્ત્રીઓ પુરૂષોની હરિફાઈ કરવા લાગી છે અને તેથી યુરોપની આર્થિક જીંદગીમાં ભયંકર ક્રાંતિ આવી છે. સ્ત્રીઓ પુરૂષોના

જેટલીજ સ્વતંત્ર થઇને પોતાનું ગુજરાન કરતી થાય તો તેઓ પોતાનો ગૃહિણી ધર્મ ભૂલી જઇને બાળકોને ઉછેરવાની કંડાકુટમાં પડવાની સાફ ના પાડે તે તદ્દન સ્વાભાવિક છે અને અને તેથીજ યુરોપીઅન બાળકો માતાની મીઠી ગોદમાં ઉછરવાને બદલે દાસીઓ, ગવર્નેસ અને નર્સના ખોળામાં ઉછરે છે. સ્ત્રી પોતાના ગુજરાન માટે પુરૂષપર આધાર રાખતી હતી ત્યાં સુધી તે પુરૂષને પડખે રહી ઘરના મંત્રની ફરજ બજાવતી હતી અને બ્હારથી થાકી આવેલા પોતાના પ્રિયતમની આરામકુંજ બનતી હતી પણ સ્ત્રીઓ સ્વતંત્ર કમાણી કરતી થઈ ત્યારથી તેમને પણ પુરૂષની પેઠે ગમે તેમ મ્હાલવાનો શોખ લાગ્યો છે, જેમ પુરૂષ સાંજે કામ ધંધાથી પરવારીને નાટક સીનેમા હોટેલ કે બારમાં મઝા કરવા ઉતરી પડે છે તેમ યુરોપીઅન સ્ત્રીઓ હવે રાતે સ્વચ્છંદે મ્હાલીને પોતાની નવી સ્વતંત્રતાના નીશામાં ચકચુર રહે છે. સ્ત્રી અને પુરૂષ સમાન છે એ સિધ્ધાંત સિદ્ધ કરવાની ધુનમાં યુરોપની સ્ત્રી પોતાનો સ્ત્રી ધર્મ ભૂલી છે અને પુરૂષ પોતાનો પુરૂષ ધર્મ ભૂલ્યો છે. બન્ને કુદરતી વાસના ને સંતોષવા જેટલો સંબંધ રાખે છે પણ એ ગંભીર અને પવિત્ર સંબંધની જવાબદારી અદા કરવા માગતા નથી. ત્યાંના યુવાનને એક મોહક રમણીના આશક થવું છે પણ એક બાળકના પિતા થઇ પિતૃ ધર્મ બજાવવો નથી. બીજી બાજુએ સુવાવડથી શારિરિક બાંધો નબળો પડી જાય અને સુંદરતામાં સહેજ ખામી આવી જાય તેથી યુરોપીઅન સ્ત્રી "માતા" થવા માગતી નથી. અને વાંકોચૂકો પગ પડી જવાથી જો તે ગર્ભવતી થઇ જાય તો ગર્ભપાત કરવાની દવા લે છે. આ સામાન્ય નિયમ નથી પણ યુરોપી પ્રજા કેળવાયલી હોવાથી પ્રથમથીજ સંતતી અટકાવવાના ઇલાજ લે છે ને તે છતાં યુરોપના મોટાં શહેરોની હોસ્પીટલોની ફાઉન્ડલીંગ બોક્ષ (નિરાધાર બાળકોને રાખવાની પેટી)માં હજારો બાળકો પડે છે તે બતાવે છે કે યુરોપની સમાજ સામાજીક અરાજકતાનો ભોગ થઇ ચૂકી છે એ સામાજીક અરાજકતાને લીધે ત્યાંની સ્ત્રીઓ પુરૂષોને ધિક્કારે છે અને પુરૂષ બંધન મુકત રહી ફાંકડા ફક્કડ રહેવા માટે વેશ્યાગામી થાય છે આ એવી પશુવત્ દશા છે કે જો યુરોપીઅન સમાજ નેતાઓ જલદીથી યોગ્ય વ્યવસ્થા ન કરે તો યુરોપમાં ઘર સંસાર જેવી કોઇ સંસ્થાજ હસ્તીમાં રહેશે નહિ.